ઉતારવાને અને સંભાલથી જોડવાને શ્રમ લીધોછે, અને તેથી આ નાટક જો અમારા આગલા નાટકો જેટલોજ મનપસંદ ઉતરશે તો તેજ અમારા એ શ્રમનો મનમાનતો બદલો મલેલો અમો સમજીશું.

આ નાટક અમોએ અગત કરીને અતરેની "રીપન મ્યુઝીક કલબ"ને ખાતર લખી તૈયાર કીધોછે. અમારા મીતર મી૦ ન. રૂ. વાચ્છા નાં માલેકપણાં હેઠલ આસરે પોના સો જવાંન ગ્રહસ્થોની ગમત અને અભ્યાસને માટે આ કલબ આજ ઘણું થયું ચાલેછે, કે જેના સભાસદો દર દીવાલીને રમણ્ય ટાંકણે ગાયણ અને નાટકની પોતાનાં કુટુંબોને એક રાત ખાશ ગમત પુરી પાડેછે. એ ગમતનાં અમારાં કાન્ટ્રીબ્યુશનમાં ઘણું કરીને રમુજી ફાર્સો અમો આપતા હતા, પણ આ વેલા એક વધારે ગંભીર નાટકથી તે ગમતની સંગીન પુરવણી કરવાને અમને વધારે લાયક જણાયું છે, ને તેમ અમોએ કીધુંછે.

વલી એજ વખતે મી૦ વાચ્છા એક ફ્રીડમ ગાઇડ બાહેર પાડવા તૈયાર થયાછે અને તે પોતાની ચોપડીમાં પણ એ અમારો નાટક જોડવાની ચોકસ હેતુઓથી પરવાણગી માંગી છે, જે અમોએ ખુશી સાથે આપી છે.

છેલ્લે, ભુત ભમાડા ને દેવદાકણના વગર અરથના નાટકો કરતાં આવા બીલકુલ સાદા પણ તમામ સંસારી બનાવોના ચાનક આપનારા ખેલોની અમો દેશી તખ્તા ઉપર આજના વારામાં જે ખરેખરી ખુટ જોઈએ છીએ, તે પુરનારા નાટકોમાં આ અમારો અદના નાટક એક નાહની જગ્ગા રાખી શકશે એવી ઉમેદ સાથે આ અમારો લગાર લંબાણ થઇ ગએલો દીબાચો ખતમ કરવાની રજા ચાહીએ છીએ.

**બ૦ ન૦ કાબરાજી,**

બનાવનાર.

# જુગાર !

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થલ—હોમાવરાંન.

[ફીરોઝનું ઘેર. કાંઈક કંગાલ ઘર સંસારી સામન
પડેલો નજરે આવેછે. પરીન ફીરોઝની રાહા
જોતી વીલાપ કરેછે.]

"હેતથી રંગ બેરંગી હરકો"—રાહ.

**પરીન**—કરી કરીમ[1] તું કરમ[2] મુજપે, દાદ લે અએ દાતાર !
કર કર[3] કમકીસમતનો[4] કમ, અએ કેરદેગાર[5] ! —કરી.
દુઃખ નથી ગર[6] જર ગયાનું જોર ને જીદંગી રહે,
સુખ મલે જો સૌ ભરથારનું, દુઃખ નથી લગાર ! —કરી.
લેખ લખેલો લખ જુગારનો, તજાવ અએ તાજદાર[7] !
સુબુધ્ધિ બધી બક્ષી ફીરોઝને, સુધાર બક્ષનહાર[8] ! —કરી.

(મેહેરીન દાખલ થાયછે.)

"કાએ રૂસે બાલમા મોરા"—રાહ.

**મેહેરીન**—જાગશે તું કયાં તુલક?—ખાતર બેવફા, અએ બેહેન દેલરૂબા.
જઇ પોઢી જા હવે તું, ગુજરી સારી રયન[9] તો,
આવે નહીં તે હવે, ન કર જીવપે જફા.—જાગશે.

---

૧ ખુદા. ૨ મેહેરબાની. ૩ હાથ ; જુલમ. ૪ દુરભાગ્ય ; કમનશીબ.
૫ ખુદા. ૬ અગર ; જો. ૭ ખુદા. ૮ ખુદા. ૯ રાત.

(સમજાવીને) તું આંહિસ ના કર, વાહાલી બેહેન પરીન. રોજના ચાલુ ઉજાગરાથી તારી તેજદાર ચશ્મો ઝાંખો પડતી જાએછે, ને તે સુજીને લાલ થઈ આવીછે, વાસ્તે હવે તુંને ખાબ કરવાની ખરેખરી અગત છે. અરે રે, ફીરોઝ મારો પોતાનો મા જણ્યો ભાઇ થાયછે, અને તોપણ જો હુંજ તેને માટે ધિક્કાર બતાઉં, તો તું તેની મોહોરદાર આવી સબુરીથી સઘલાં સંકટો સહન કરે એ તેને વાસ્તે ખરો ખુદાઇ આશીરવાદ છે. પણ જુગારના લખમાં તે બુરાને તેની ખબર અથવા કદર કયાં છે! હવણાં અરધી રાત ગુજરી ગઇછે, તોપણ તે પોતાના પાપી હમસરીકો સાથે એ ખોહારીના છંદમાંથી પરવારીયો નથી, એટલે ઘેર આવ્યો નથી, અને જેને પોતાની માબાપ વનાની બેહેન અથવા મોહોરદારની પરવાહ નથી, તેવા બેકદર બેહ્યાને માટે જાગીને હાય અફ્શોશ કરવો નામુનાસેબ અને નારવા છે.

"હવસકો હમને જાના હયે"—રાહ.

**પરીન**—કફા ના થા મેહેરીન પ્યારી, ધીર ધર તું બેહેન માહારી.
ખાબ કર તું અગર હોય થઇ બેસબર;
સુખથી જઇને તું બેલાસક ખાબ કર;
ખાવીંદ વન ઉંઘ છે અકારી, ધીર ધર તું બેહેન માહારી—કફા.
મુજ બેચેનીનો નથી—મને કશો બી રોષ[1];
તબીયતે ખાવીંદનો છે મને અફ્શોશ;
તજે જીંદગી તે જુગારી, ધીર ધર તું બેહેન માહારી—કફા.

**મેહેરીન**—કયાંથી તજે? અરે અરે બેહેન પરીન, મારા ભાઇ ફીરોઝે તુંને પરણીને સુખની એક પલ દેખાડી નથી, તે ખ્યાલથી હું દુઃખી છું. મારા મહરૂમ મુરબ્બીજી તેને માટે જે

---

૧ ક્રોધ; ગુસ્સો.

બેસુમાર દોલત મુકી ગયા તેની આ કંગાલ ઓરડો મને દુઃખ ભરી યાદ આપે છે, ને તે સઘલું એ તારા ભરથાર તે મારા ભાઇએ જુગારના ફીટકાર પામેલા લખમાં ખરચી ખાધું તે મને નહીં તામોશ થાય એવો ગુસ્સો પેદા કરે છે.

**પરીન**—નહીં વાહાલી બેહેન મેહેરીન, મને મારી ગરીબાઇનું દુઃખ નથી. મને ગરીબાઇમાં એક ટુકડો રોટલી ખાવાને મલે, અને જો મારા ભરથારનો મારા પર ચાહા રહે તો ગરીબાઇને હું દુઃખ નહીં પણ સુખ અને અશીરવાદ સમજશ. વાડી ગાડી નોકર નફર સૌ ગયું તો બરજાંહનમ, પણ મારો ભરથાર છે તેજ મારા હાથ પગ છે, ને હાથ પગ છે તો હું કશાંથી મોહોતાજમંદ નથી.

**મેહેરીન**—એણે મારા બાપની દોલતજ જુગારમાં લુટાવી દીધી એમ નથી, પણ તું તારા બાપને ત્યાંથી જે બેસુમાર લાવી તેનીબી પઇએ પઇ એ બુરાએ ખરચી ખાધી!

**પરીન**—નહીં પ્યારી બેહેન, તું એ મારા વાહાલાને ગેરઇનશાફ કર નહીં. મારૂં જરીયાંણ સઘલુ અનામત છે, ને તેબી મારી મતા નહીં પણ મારા ધણીની છે. તેનાં સુખ આગલ એ જરોયાંણ શું ચીજ છે!

**મેહેરીન**—મારો આખો વારસો એ બુરાને બસ પડેલો છે, ને રખે તેનીબી તેણે ધુલ વાલી નાંખી હોય! તે હોય ને તુંને તે ખરચવા કામ આવે તો મને કાંઇબી સધ્યારો થાય.

"દરશન બીન અંખ્યાં તરશ રહી"—રાહ.

**પરીન**— પઇસો મને બેહેન નથી પ્યારો,
પઇસાનો મને નથી સધ્યારો.—પઇસો.
ભરથારનું સુખ-તેજ ખરૂં સુખ,
તેજ મુજને સધ્યારો સારો—પઇસો.

**મેહેરીન**—અને તોબી બેહેન પૈસા પરજ બધી જગનો આધાર છે. પૈસોજ જેહાંનનું ગાડું છે. તારો ખાવીંદ બોહાર

થાય છે તે પૈસાને ખાતર, અને તેને પેલો કાઉસ ખોહાર કરવા બેઠોછે તેબી પૈસાનેજ ખાતર.

**પરીન**—(અચરતથી) શું કેહેછ! ભલો કાઉસ જે મારા ફીરોઝનો ખેરખાહ તેજ તેને ખોહાર કરે? કેમ બને!

**મેહેરીન**—મારા વાહાલા ખુશરોને એ વીશે મજબુત શક છે. તે કાઉસને દોસ્તીના ઠગારા સાહુયા હેઠલ કોઇ દુશમન તરીકે જુવે છે, ને તેને લગતી તેહેકીકમાં છે.

**પરીન**—આજે શું તારા હાથની નેકામાં આરજુ ધરાવનાર તારો એ પ્યારો ખુશરો અહીં આવનાર છે?

**મેહેરીન**—હા બેહેન તે એમ બોલતો હતો તો ખરો.

**પરીન**—(દુ:ખથી) અને ત્યારે તે કાઉસને વીશે આપણને વેહેમમાં નાંખેછે! અરે બદનશીબ, ત્યારે હવે વિશ્વાસ કયાં રહયો!

(ગાયછે.)

"જગમાં ગુમાવ્યો જન્મ જેણે"—રાહ.

જગમાં નહીં રહી સમાઇ કાંઇ વફાઈ,
ભીત્તર ભરી મેલ રાખે બાહેર સફાઇ—જગમાં.
પેહેડી સાહયો સાધુનો જપે તપે માળા,
દેખાવ કરી દયાનો કરે કરમ કાળાં;
જોતાં જે જીવ જાણુ ગુણીનો જાય કરમાઇ.—જગમાં.
આવી આ સંસાર સ્વસંસાર[1] મેળાવે ધુળ,
દોજખનાં કામો કરી ખુદ ભવ ગુમાવે કુલ;
હાથ ઘસે અંતે પાપી જીવ તે ખુબ પસ્તાઇ—જગમાં.

(બાબક આવેછે.)

**મેહેરીન**—કોણ, બાબક!

**પરીન**—આવી મોડી રાત્રે!

---

૧ પોતાની જીંદગી.

**બાબક**—રાત બાનુ ! રાત કયાં રહી ? સારી રાત તો ગુજરી ને હવે તો પાછલી રાત પુરી થતાં બામદાદ થવા આવી છે. પણ અરે અફસોસ, આએ કેટલો ફેરફાર ! (ગાયછે.)

"અરછી સુરત કયા કરે હમ"—રાહ.

તંગદસ્તીની[1] જબરજસ્તી ભરી જોઇ જફા,
કેમ થાઉં, હું બાનુંઓ, વખ્ત એવે બેવફા ?—તંગદસ્તી.
સુખી સમે સાથ રહી જાઉં કયાં સમે દીકટ?
જગ સારી થુકી મુજપે, થાય મુજસે કફા.—તંગદસ્તી.
કયાં ગઇ તે જાહોજલાલી, કયાં તે પૈસો, દોર દમામ?
કયાં ગયું તે સંધુ, બાંનુ, કયાં ગયુ તે થઇ સફા ?—તંગદસ્તી.

**મેહેરીન**—નહી ભલા બાબક, તું નાહક એટલો દુ:ખી ના થા. અમે તુને રજા આપી, પણ ઘણાં દુ:ખ વચ્ચે રજા આપી છે. તારા જેવા વિશ્વાસુ અને વફાદાર નોકરોની જગતમાં ખરી ખુટ છે, અને તેથી તુંને અમારાં ઘેરથી દુર કરવાને અમો રાજી નથી, પણ લાચારી આગલ લાઇલાજ છીયે.

**બાબક**—અએ નેકકેરદાર બાનુંઓ, મારી મીસ્કીન સેવાને મને બરતરફ કરી ગેરઇનસાફ કરો નહીં. બાનું મેહેરીન, તમારા જન્તગુજીન પેદરના મેહરબાંની ભરેલા સાહયા હેઠલ હું નાંધલેથી મોટો થયોછું, અને તમોને અને તમારા બેરાદર ફીરોઝને તેજ બાપની બેસુમાર દોલત વચ્ચે રેલછેલ કરતાં મોટાં થતાં આએજ આજે બુઢાપાથી આજેજ થયલી ચશ્મોએ સદા ખુશી વચ્ચે જોયલાં છે. ત્યારબાદ બાનું પરીન, તે જાહોજલાલીનો વખત બી આએજ આંખોએ હરખ સાથે જોયલો છે, કે જયારે તે મારા મરહુમ શેઠનું મકાંન તમ નેક બાનુંએ તમારાં પનોતાં પગલાંએ પવીત્ર કર્યું, અને મારા નાંધલા શેઠની મોહોરદાર બની તમોએ સંસારમાં જીપલાવ્યું. તે પછીના આજવેર થયલા ફેરફારો

---

૧ ગરીબાઈ; કંગાલીયત.

હજી મારી આંખમાં રમેછે. તમારા ખાવીંદ ફીરોઝની જુગારમાં ખોહારી, અને મેહેલ સરીખાં આરાસ્તે મકાંન-માંથો આં કંગાલ ધામમાં ગરીબાઇ વચ્ચે આવી વસવાનો ફેરફાર તે સઘલું મેં આ બુઢાપામાં રડતી આંખો વચ્ચે જોયલુંછે. એ સઘલું મેં ખમ્યું અએ બાનુંઓ, પણ તમોએ હવે મને રજા આપી તમારી મીઠી નજરોથી દુર કોધો તે હું નથી ખમી શકતો. તમો તરફના દરમાયાને હું લાયક હતો ત્યાં વેર મેં તે લીધો, ને મારા મોટા શેઠ મરનાર મુરબ્બીજીને હાથે પણ મેં પુરતું લીધુંછે, વાસ્તે હવે મને ફક્ત તમારી વગર પૈસાની ખાતરદારી કરીને સંતો-ષથી મરવાનીજ ઉમેદ છે, ; તે ઉપરાંત જો તમો હું ગરીબને માન આપો તો હાલ મારા પાસ જે પાંચ પૈસા છે તે તમારાજ છે, ને તમારા તરીકે તે જો તમે લઈ આવા બતંગ વખ્તે વાપડશો તો હું બેવડા સંતોષનાં સુખથી મરશ.

"કલશે તું બેકલ હો યાર"—રાહ.

**પરીન**—દોસ્ત તુંપે આફરીનો આફરીન હજાર છે,
ગજવે ગરીબ છે છતે તું કેવો નેક કેરદાર છે!—દોસ્ત.
જોઇ તારી દીલદારી અમ તરફ અએ નેક નર,
આપવા યારી દુલ્લાં દીલથી પૈસાની તૈયાર છે!—દોસ્ત.

**બાબક**—અએ નેકખાંહ બાંનું, તારી એટલી આફરીનને હું લાયક નથી. હું તારો કમીનો નોકર છું. ઓ પણ સાંમેથી મારા શેઠનો ખેરખાહ કાઉસ આવેછે. એ રફીકથી આપણને ફીરોઝ શેઠ કયાં છે તેની ખબર મલશે. (કાઉસ આવે છે.)

**કાઉસ**—બાનુંઓ તમારો તાબેદારી ભરેલો સેવક. કયાં છે, મારો બેરાદર અને જાંની દોસ્ત ફીરોઝ કયાં છે?

**પરીન**—એ સવાલ હું તમોનેજ કરનાર હતી સાહેબ. મને કેહેશો કે તે મારો પ્યારો ગઈ રાતનો ઘેર કેમ નથી આવ્યો?

**કાઉસ**—(ઢોંગથી) નહી! કેમ બને!

"કીસી મસતકે આનેકી આરજુ હયે."—રાહ

**મેહેરીન**—અરે ભાઇ ખાઇ કદર કાંઇ અમારી,
અટકાવો ફીરોઝને કરતો ખોહારી.—અરે.

**પરીન**—થઇ ખેરખાહ ખુદ,[3] ખાનાંખરાબી
થવા ના દેવો દોસ્ત તમો એવી ભારી.—અરે.

**કાઉસ**—દુ:ખે હું તમારાં દુ:ખી છું બાનુંઓ,
દુ:ખી છું ફીરોઝની એ ચાલથી નઠારી —અરે.

**બાબક**—નથી અમને અફસોસ અમ જર ગયાનો,
જો દીએ ફીરોઝ ન અમોને વીસારી.—અરે.

**કાઉસ**—તમે બેફીકર રહો, અએ નેકજાદ બાનુંઓ. ફીરોઝને હુ મારા ભાઈથી જયાદા સમજું છું, અને આજ વેર એને જુગારના લયાનતી લખથી છોડાવા મેં બનતું કીધુછે, એમ છતાં એ જો નથી સમજતો તો હવે એને સમજાવવાની મારી કોશેશો હું બેવડી ને ચોવડી વધારી મેલશ. ફીરોઝને જુગારની મસ્તીનો શોખ લાગો તેમાં મારોબી વાંક છે તે વાત હું દુ:ખ સાથ કબુલ કરૂં છું. મારો વાંક એટલોજ કે ફીરોઝ જયારે પોતાનું સઘલું ખોહાર કરી ધરાયો ત્યારે તેનો બલાપો મારાથી દેખી શકાયો નહી, ને હું તેને મારી સઘલી દોલત સપુરદ કરી પોતે ભીખારી થયો; પણ ફીરોઝને તેથી સામું એ બદીમાં ઉત્તેજન મલ્યું, તેથી હું નેહાહત ગમખાર છું.

**બાબક**—પણ સાહેબ, જો તમે જણાવશો કે મારો ભલો શેઠ હવણાં કયાં મલી શકશે તો હું પોતે જઇને તેને પટાવીને લઇ આવી શકશ.

**કાઉસ**—હું ધારૂં છું કે એ જો રાત્રે ઘેર આવ્યો નથી તો બેશક હજી તે જુગારખાંનામાંજ મલશે.

---

૩ પોતે.

" રાજાજી તો સો ગયે."—રાહ

**બાબક**—ગર આપો રજા મને હું લાઉં પટાવી જઇ,
બુજોર્ગ હું બાબકનો બોલ રદ તે કરશે નહીં.

**પરીન**—વ્હાલા મુજના વીરને તું જઇ મનાવી લાવ,
ઠપકો દેતો ના કશો તું, ફક્ત જઇ સમજાવ.

( બાબક નમીને જાયછે. )

**કાઉસ**—ગમ ના ખાવો અએ બાનુંઓ ગમ ના ખાવો. માણસ ભુલ સારૂંજ સરજેલું છે, ને ફીરોઝની ભુલ તે નહીં સુધારશે એ વાત—( બારણું થોકાય છે. )

**પરીન**—બેહેન મેહેરીન, આવી બેઅદબ રવેશે બારણું કોણ થોકેછે?

( મેહેરીન જાય છે. )

**કાઉસ**—બેશક કોઇ અતી બેઅદબ શખ્સ બારણું થોકેછે. રખે ફીરોઝનો કોઈ માંગનાર હોય ?

**પરીન**—(દુ:ખથી) માંગનારાઓનો જુલમાત આજવેર તો જાંણ્યો નથી, પણ હવે પછી તો ખુદા રેહેમ કરો !

**કાઉસ**—વળી હું જોઉંછ બાનું કે તમારૂં દુ:ખ કાંઇ એ એકજ નથી. જે ધણી આખી આખી રાત ઘરથી બાકાત અને બાહાર રહે તે ધણીની મોહોરદાર શકમંદ થાય એ સ્વભાવિક છે; અને તેમ તમને શક હોય તો મને તમારો દયા આવે છે.

**પરીન**—શક ! મારા ભરથાર વીશે મને શક! શાના શક સાહેબ? તમો મને અચરત કરોછો. મને કોઇ રીતના શક છેજ નહીં. (મેહેરીન આવેછે.)

**કાઉસ**—(બાજુએ) આએ દુકતીનાં એટલા વારમાં આવી લાગવાથી વલી મારી બીછાવેલી જાળ ટુટી ગઈને મારી બાજી રદ ગઇ.

**મેહેરીન**—અએ બેહેન, વીશ્વાસુ બાબકની યકીનદારીનો એક નવો પુરાવો મલ્યોછે. બાહાર બેરાદર ફીરોઝનો કોઇ માંગનાર આવ્યો હતો તેને તે બાહારે બાહાર પટાવી લઈ જતો

હતો, ને વલી તેવામાં મારાં ત્યાં જઇ લાગવાથી મને કેહેવા લાગ્યો જે એ મારા દોસ્તે ગેરકાયદ બારણું ખખડાવ્યું તે દરગુજર કરવું.

**નસીન**—ગરીબ છતાં કેટલો ઉદાર! કેવો ભલો! ખુદા એનું ભલું કરો! પણ આએ કોણ, ખુશરો? (ખુશરો દાખલ થાયછે.)

**ખુશરો**—(નમીને) બાનુઓ તમારો તાબેદાર. (કાઉસને) કેમ સાહેબ, સવારને પોહોર તમે હઇઆં? હું તમારાં ઘેર તરફ ફેરો ખાઇ આવ્યો.

**કાઉસ**—(ઘબરાતથી) મારે ઘેર? કાંઇ કામ હશે!

**ખુશરો**—(તુચ્છકારથી) કામ! તમારી સાથે કામ પાડવાને હું કદીબી મગરૂબ થવરા નહીં. (અનકાથી) હું તો તમોને મુબારકબાદી આપવા ગયો હતો.

**કાઉસ**—(નેણ ચડાવીને) એટલે?

**ખુશરો**—એટલે ઓટલો, અને જો ખુલાશેવાર પુછવા માંગતા હોવો તો મને હંઇબી કેહેવાને અડચણ નથી કે ગઇ રાત્રે જુગાર ખાંનાંમાં તમારા જાંની મીત્રના પૈસે તમે જે મોટા તડાકા મારયા તેની મુબારકબાદી આપવા હું તો તમારે ઘેર ગયો હતો.

**કાઉસ**—(ગુસ્સાથી) સાહેબ, આ તમારૂં બોલવું ભેદ ભરેલુંજ નહીં પણ મને અપમાનકારક બી છે, અને બીજી વખ્તે મારે એનો જવાબ માંગવો પડશે.

**ખુશરો**—(ચેષ્ટાથી હસીને) હા-હા-હા! બીજી વખત? પેહેલી વખત નહીં? હવણાંજ નહીં? તમારો તાબેદાર સેવક છું. તમારા સવાલોના જવાબમાં જવાબો આપવાની મારી જવાબદારીની જબાંનદારીમાં તમારો સેવક ધીલો અથવા ધીમો થવાનો નથી.

**કાઉસ**—(બાજુએ) આ લુચ્ચાનાં મનમાં મારે માટે શક પેઠોછે, એટલે હવે અહીં વધારે વાર ખોટી રેહેવામાં જોખમ છે. (મોટે) ઠીકછે, ઠીકછે, સાહેબ, આ દુઃખી બાનુઓની હજુરમાં હું વધુ વાર ખોટી થઇ ખટપટ વધારવાને શરમાઉંછું, વાસ્તે

જાઉંછું; બીજી વાર હું મલી આ અપમાનનો ખુલાસો ચાહવશ. બાનુઓ તમારો તાબેદાર. (જાયછે.)

**ખુશરો**—ઠગારા લુચ્છા, હું તારી પછવાડે છું. બાંનું પરીન, આ બુરાની દોસ્તીમાં મને દગો જણાયછે, પણ સત્તાવાર સાબીટી વગર હું તેને ઉંધાડો પાડી શકતો નથી, ને તે સાબેટીઓની હું બોલમાંજ છું. તમારી દેલરૂબા બેહેન મેહેરીને મને નેકાથી નવાજવા કબુલ કરી બેરાદર ફીરોઝનાં દુઃખનો હમશરીક બનાવી આપ્યો છે, ને તેથી બને એમ તેને બચાવી લેવાની હું મારી પાક ફરજ સમજું છું.

"સબામે દોસ્ત ઇંદરકી"—એ રાહ.

**પરીન**—સુજતું રે નથી મને કશું બી, અએ બેરાદર,
દુઃખથી થઇછું બેભાનસુ[1] બી, અએ બેરાદર.—સુજતું.
આધારે છું તારે, ઉગારે તુ ફીરોઝને,
દુઃખમાંથી સુખમાં હું વસુ બી, અએ બેરાદર.—સુજતું.
(સંધાં જાયછે.)

૧ બેફામ જેવી.

## પ્રવેશ ૨ જો.

### એક રસ્તો.

[કાઉસ એકલો ગીત ગાતો દાખલ થાયછે.

"દુઃખી દીલે હાલ કવેશ્વર"—એ રાહ.

**કાઉસ**—લાગો દાગ[1] તે લાગ[2] લીધા વણ ડાગ લગાડે નહીં,
સુતા સરપો વીણા મુરખો કોઇ જગાડે નહીં.—લાગો.
સુતા શત્રુને વીણા મુરખ કોઇ વીણા[3] વગાડે નહીં,
દેખતો કોઇ અંધ થઇ ખુદ હાલ બગાડે નહીં.—લાગો.

૧ અપમાન; વેર; કીનો. ૨ બદલો. ૩ સારંગી; વાજીંત્ર.

(ગાયણ પુરૂં થતા) એમજ છે. દોસ્તીના લેબાસમાં હું પેલા દુકતા ફીરોઝનો હરડતો શત્રુ છું. મને તેનાં શત્રુ થવાને અથવા તેને ખોહાર કરવાને એકજ કારણ છે એમ નથી. પેહેલાં તો, તે જોઇએ તે કરતાં વધારે જરદાર હતો, અને તે જર તેને જરવા દેવું જોઇતું નથી એમ મને લાગ્યું. મેં તેને ફરેબથી જીત્યો; અને સેવટે તેનાં જરની પઇએ પઇ જીતી લીધી, પણ હજી હું ધરાયો નથી. એની પેલી નખરાંખોર ઓરતનાં ઘરેણાં હજી સઘલાં અનામત છે, ને તે મારી પેટીમાં આવી પડે નહીં ત્યાંવેર હું ફાવેલો હારેલો છું. (જરા થોભી) હા, પણ એની ઓરતનાં ઘરેણાં ઉપરથી એની ઓરતની ને તેણીનાં હોસાંનની મને યાદ થતાં મારાં સદાનાં અદેખાં જીગરમાં નવા કારી જખમો થાયછે, જેનું ઝેર મારી રગેરગમાં પસરી નિકલી તેણીના ભરથારની ખોહારી અને પુરેપુરી પાયામાલીનો મને તાકીદ સાથ તલખગાર બનાવી મેલેછે. એ ઓરતને હું પરણનાર હતો, પણ બાયલા બુબખની પેઠે હું જ્યારે નાહીંમત બની ધચુપચુ થયા કરતો હતો, ત્યારે એ દુકતા ફીરોઝે વચ્ચે માથું મારયું, ને એ ગુલાબને તે પરણી ગયો. પણ વલી ફીરોઝને એજ તેના વાંક માટે મારે ખોહાર કરવોછે એમ નથી; તેના પૈસા માત્ર હાથ કરવા હું તેને પાયામાલ કરવા પડયોછું એમ બો નથી; પણ એ બે કારણો ઉપરાંત ત્રીજું વજનદાર કારણ તો એ છે કે ફીરોઝને ખોહાર કરૂં તો તેની લાચારીનો લાભ તેની એ મોહોરદાર પર મને મલે. ફીરોઝનાં ખોહાર થવા પછી તે માહાબુબને હું મારાં જરનાં જોરે લલચાવશ, આજેજ કરશ ને હાથ કરશ, એ મારાં દીલની મોતેબર મુરાદ છે. પણ સબર; પેલી દુકતી મેહેરીન ઉપર દીલ લગાડી રહેલો પેલો ચંડાલ ખુશરો મારી ચાલ પર મજબુત વેહેમ લઇ જતો જણાય છે! ચીંતા નહીં.

ફીરોઝને મેં ઓહાર કીધોછે એમ તેની પાસ પુરાવાજ કર્યાંછે? તે બુબખ મને ખરા દોસ્ત તરીકે એવા વિશ્વાસથી ચાહેછે કે ખુશરો જેવા ખાનેખરાબો હજી મારા હાથપર દાઢીયાના દાઢ શેર વેચાશે. પણ સાંમેથી કોણ આવેછે? મારો વિશ્વાસુ મદદનીશ બરજોર? (બરજોર આવેછે.)

કેમ બરજોર, કેવી ખબર છે જુગારખાંનાંની ટંકશાલની? આજે રાતના એ હાથીદાંતના વેપાર માટે મારાં કેહેવા પ્રમાણે સઘલું તૈયાર છે? ફીરોઝની કેવી ખબર છે?

**બરજોર**—ખબર સૌ આપણા લાભમાં છે, રફીક. રાત્રે તારાં જવા પછીથી ફીરોઝ તો ઘુવડ જેવો હાય વીલાપ કરતો ત્યાંજ હજી વેર પડી રહ્યોછે, ને તારી રાહ જુવેછે. હવે ફકત તારે ઘરેણાં મંગાવાની ખોટી છે. પેલા ઠગારા પાસા આપી મેં થસતમ, તુસ વગેરેને ઉમરાવોના પોશાકમાં તૈયાર રાખ્યાછે, ને તેઓ આપણે ચાહીએ તે ઉમરાવોના દરજ્જાથી આપણાં એ ખુશીનાં મકાંનમાં ઠગાઇના દાવ ખેલવા હાજર થશે. ત્યારે એ તો થયું, પણ હું એમ પુછું કે આજે ફીરોઝને ઘેરની તારી પધરાંમણીનું કેવું સેવટ?

**કાઉસ**—સેવટ ધારયું તેટલું ફતેહમંદ નહીં થયું, બરજોર. હું કાંગલો થઇ તે બે અબલાઓનાં માનમાં અને મતમાં ચઢવાના હેતુથી ગયો, પણ તેઓ એકલી મલી શકી નહીં, અને કવાબમાં હાડકું–પેલા બુઢા બાબકને જેમ તેમ દુર કીધો, તેટલાં વળી પેલો નાપેકાર ખુશરો ત્યાં આવી લાગ્યો. એ લુચ્ચાથી આપણને ખુબ તપાસમાં રેહેવું પડશે, કેમકે તેને ખુલે ખુલો મારી ચાલ વીશે વેહેમ પડેલો જણાયછે.

**બરજોર**—એટલું બધું? પણ ત્યારે પેલા તુસને મેં એક માંગનાર તરીકે તારાં શીખવવા પ્રમાણે ખુબ જોસમાં બારણાં ખખડાવી તગાડો કરવા મોકલી આપ્યો હતો તેનું શું થયું?

**કાઉસ**—તે હેમકનેબી તે કામ બજાવતાં આવડયું નહીં. તેને બારણાંમાં માઠાં ભાયગે પેલો ઘરડો ઘુવડ બાબક મલ્યો, ને તેણે તેને

પટાવી લીધો એટલે તે તેની સાથે ચાલતો થયો. તે જો અંદર આવતે, ને આપણે કરેલી ગોઠવણ મુજબ હું તેનું માંગતું તુરત પગાર કરી દેતે તો હું તે અબલાઓની નજરમાં એક ફીરિસ્તા જેવો લાગતે; ને તેઓને મારે માટે એવું ઉંચું મત બેસતે કે ખુશરો જેબી મારી સાંમે સમજાવતે તે તેઓ હસી કાઢતે. પણ હવે એ તો બાજી હાથથી ગઇ. ચાલ ફીરોઝ પાસ, અને આપણે જોઇએ હવે પછી શું થાયછ તે. (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

[જુગાખાંનું. સઘલું વેર વીખેર અને બારેવાટ પડેલું નજરે આવેછે. ફીરોઝ એકલો વીલાપ કરતો જણાયછે.]

"મોરા પ્યારા કાહાં યારો"—એ રાહ.

**ફીરોઝ**—મારાં પ્યારાં કરી બોહાર થયો લાચાર, ખુદાયા હું.
બની ગાફીલ ગુમાવી જર થયો બદકાર, ખુદાયા હું.—મારાં.
કહો કયાં તે સૌ માલો જર ગયું થઇ ગુમ, અએ પરવર!
બોશીઆલો થઇ બોલું મુજ હાથ, આવી તે વાર,
ખુદાયા હું.—મારાં.
બુરૂં આ ધામ કરી બદનામ, કીધો મને પુર પાયામાલ,
સેતારો શીહા કરે સેતમ, મારૂં પોકાર, ખુદાયા હું—મારાં.
રફીક ફકત એક નેકજાદ કાઉસની કુમકપર બોસ્તવાર,
રહ્યો આજ તક તો રેહેમી રબ, રેહેમ દેખાર, ખુદાયા હું.—મારાં.
(માથું નાખીને બેસેછે—બાબક દાખલ થાયછે.)

"ટોપીવાલે સાંવરીઆ"—એ રાહ.

**બાબક**—તું ન ગમ ખા, મેહેરબાંન—સાહેબ મોરા,
જોઇ તારૂં દુઃખ જીવ ગભરાય.—તું ન.
લખ જુગારનો તજ અએ સાહેબ—થઇ જા ના નાદાંન.—તું ન.
કહ્યું કર જોડી તજી આ ધામ—તું ચાલ આપણે મકાંન—તું ન.

"છોડો ધ્યાંન પેહ તુમ ઓ ભાઇ"—એ રાહ.

**ફીરોઝ**—નહીં બાબક બકવા તું કર–નથી તુંજને કાંઇ બી ખબર,
મુજ હાલતની બેસબર–જા પાછો તું જા.
થતાં થઇ ગયો હું નાદાંન–કીધી માલો જરની મેં હાણ,
થઇ અંધ કીધી સૌ મોહકાંણ રે.—નહીં બાબક.

**બાબક**—નહીં જુગાર તુપે ફરી ફાવે–એવો ઠેડાવ જો તું ઠડાવે,
નહીં બુરૂં તું મનમાં લાવે રે—નહીં બાબક.
બની નહીં બની નહીં થાશે–થયું તે તો થયુંજ કેહેવાશે,
ઘેર ચાલ કે દુઃખ તુંજ જાશે રે—નહીં બાબક.

**ફીરોઝ**—નહીં બનશે બાબક, નહીં બનશે. ગઇ રાતના જુગારમાં જો મારો પાસો સવલો પડતે તો હું ઘેર આવતે, એટલુંજ નહીં પણ એક છેલ્લો મોટો તડાકો મારી સદા સુધીનો ઘેર આવતે, ને આ ખોહારીનાં ધામમાં પાછો પગ કદી મેલતે નહીં, પણ મારાં હીણાં કરમે આજવેર મને યારી આપી નથી, ને ગઇ રાતે હું પૈએ પૈ હારી રહ્યોછું, એટલે હવે મને ઘેર આવવા તે કેમ ગમે? મારા પાસ ખાવાની કે ખવડાવવાની હવે ખાખ નથી—

**બાબક**—અને તોબી મારા નાના શેઠ જે મારૂં છે તે તારૂં અને તારા મરહુમ પીતાજીનુંજ છે, વાસ્તે મારી ઓજરખાહી સાથની અરજ એટલીજ છે કે તું તે સઘલું તારે સ્વાધીન લે, ને ઘેરમાં તારા વના જુરીને રડી મરતી તારી ફીરેસ્તા ખસલત મોહોરદાર અને દેલરૂબા બેહેનને આવીને ખુશીની હસીથી હસાવ.

**ફીરોઝ**—અને ત્યારે શું રહ્યા સહ્યા હવે તુંનેબી ખોહાર કરૂં? મારા બાપની મારે ફાલેની બેસુમાર દોલત, મારી મોહોરદારની તરફથી મલેલો પૈસો, અને મારી પ્યારી બેહેનનો વારસો એ સૌ તો હું જુગારના પાપી લખમાં ખોહી બેઠો, અને તે પછી કાઉસ જેવા મારા વફાદાર અને સાચ્ચા દોસ્તને વદીક મેં પાયામાલ કીધો, અને હવે તારાબી તેજ

હાલ કરૂં ? નહીં બાબક, નહીં બનશે. તું પાછો જા, અને સુખી થા. (કાઉસ આવેછે.)

"ફીરાતા હયે હમે કાંહાં કાંહાં"—એ રાહ

**કાઉસ**—સદા ખોહાર જુગારનો સંગ—રડાવે તે રંગીલો રંગ,
નથી એમાં કાંઇ જીવને રાહાત—ઉમેદો કુલ તે કરશે ભંગ.—**સદા.**
રમી જુગાર રડશે પણ—ચડશ તે નહીં છોડાશે,
એવો છે પાસાના પેસાના પૈસાનો અજાયબ ઢંગ.—**સદા.**

"જીયરારે લગાએ લીનો જાન"—એ રાહ.

**ફીરોઝ**—દુઃખી રે દુઃખ દેખી દોસ્ત દીલજાંન,
ધીર રે ધર પ્યારા રે—અરે હાં.—દુઃખી રે.
કહે જો મનનો ભેદ રે—દુર કરૂં તુંજ ખેદ રે,
મુજાવ ના મુજને, મીત્ર મેહરબાંન.—ધીર રે.

**કાઉસ**—બેરાદર ફીરોઝ, મારે ખાતર તું એટલો ગમ ના ખા. ગમ તો મારે કરવો છે કે તારી નહીં મરજી છતે આડકતરી રીતે આ પાપના પેસામાં મેં તુંને નાણાં ધીરી ઉત્તેજણ આપ્યું, અને તું તારૂં ઘેર વટીક ભુલી જઇ બબે દીવસ થયા અહીં પડયો રહ્યોછે.

**બાબક**—દરોબસ્ત કહ્યું સાહેબ. અરેરે ઘેરમાં માંગનારાઓના જુલમી દરોરા વચ્ચે તે બે કોમલ અબલાઓ એકલી પડી જુદાઇનાં આંસુએ રડે છે, તેઓને ખાતર તો આ મારા નાદાંન શેઠને સમજાવી મારા સાથે ઘેર રવાના કરો.

**કાઉસ**—ભલા બાબક તું બેફીકર વિદાય થા. મારો અઝીઝ રફીક ફીરોઝ મારી સલાહ અથવા સુખનથી સર ફેરવશે એ વાત હું માનતો નથી; અને તેથી તારાં જવા પછવાડે હું તરત એને પટાવી ઘેર મોકલું છું. મારા બોલપર વિશ્વાસ રાખ.

**ફીરોઝ**—હા જા બાબક તું બેફીકર જા, અને મારી પરીન અને મેહેરીનને દીલાસો આપ. તેઓની એટલી બધી ચીંતાતુર

કાલજી અને મોહબતને હું મારે હાથે નાલાયક ઠડી ચુકો છું, તોપણ તારી પુઠે આવવાને હું કોલ આપુંછું.

**બાબક**—એ વધાઇ લઇ જવાને મારૂં જીગર હરખના ઉછાલા મારે છે. (જતો જતો) ખુદા હજી પણ તને સારીજ તોફીઅત બક્ષો! (જાયછે.)

**શીરોઝ**—કેવો ભલો માણસ! ગરીબ છતે કેવો સાચ્ચો, દયાનતદાર અને દયાલું દોસ્ત! એનેબી મારી દયા આવે? (કપાલ કુટી) અરે બદનશીબ!

**કાઉસ**—(હસીને) નશીબ! એમાં નશીબ શું કરે? જયાં પાસો સવલો ફેંકવાની વારામાં કાયનાત અથવા તાકાતજ નહીં, ત્યાં નશીબ નો કસુર કેમ કહાય?

**શીરોઝ**—નહીં દોસ્ત, હું નશીબનાં મરવત ને બેમરવતપણાંમાં વધારે વિશ્વાસ લાઉંછું. જો મારૂં તાલે રોશન હતે તો જે હાલ મારો આજે છે તે થતે નહીં.

**કાઉસ**—(હસીને) હા હા હા! નશીબ? તાલે? એ સૌ રાંડયાઓની કેહેતી છે. એ બુઢીયાઓનો હાય વીલાપ છે. હાર જીત પર જગત છે—અવલા સવલા પાસાપર સંસાર વસેલો છે, ને તેમાં નશીબ શું કરે? ફરીથી એક વખ્ત તુને જો સૌ વખત ગરજ હોય તો પાસો અજમાવ, ને હવે સંભાલથી અજમાવ, ને જો કે તે સવલો પડેછ કે નહીં?

**શીરોઝ**—(હાય મારીને) ફરીથી પાસો અજમાવવા પૈસા કયાં બલ્યાછ?

**કાઉસ**—ત્યારે તેજ વાત છે તો! ગજવામાં જરનો જો ખણખણાટ હોય તો નશીબને બદનામ કરવાનું કોઇ કાલેબી સુજે નહીં. કેમ છે મરજી? માંડવીછ એક બીજી બાજી?

**શીરોઝ**—તદન બોહાર થયોછ તે કરતાં કાંઇબી પાછું મેલવવા બીજી બાજી તો માંડું, પણ તું દોસ્ત કાંઈ નાણાંની મદદ કરી શકે ત્યારે કેનો?

**કાઉસ**—(હસીને) હા–હા–હા! ઉસાનો ભાઇ મુઓ! ફીરોઝ, તું શું માની બી શકેછ વારૂં કે મારા પાસ જો એક ફુટી બદામ બી હોય તો હું તુંને મારા પાસ માંગવા દેવા જેટલો વખત બી આપું? (દુઃખથી) મારા પાસ જે અને જેટલું હતું, તેટલું બધું તો મેં તારાપર સદકે કીધું,–અને હવે તો મારા બી માંગનારાઓની તારે લીધે મારી પરની ધરપકડ સિવાય મારા પાસ બીજું કાંઇ નથી.

**ફીરોઝ**—(ઘણાંજ દુઃખથી) અને તે યાદ મને બેવડો સંતાપે છે. હું એકલોજ મુવો હોત તો બરજાંહનમ, પણ મારા સાથ મારાં વાહાલાંઓ ઉપરાંત તારી બી ખોહારી–ઓ, તે વીચારજ મારૂં મગજ ફેરવી નાંખવાને બસ છે.

**કાઉસ**—(તેને બેઠી–ઢોંગથી અરધો રડીને) મારે ખાતર તું એટલો બલાપો ના કર, મારા દોસ્ત. મને કયાં દાલદોધીમાં હોમાવશે? તને તારૂં પડયું ત્યાં મારૂં કયાં રડશો! બનવાના બનાવો બન્યા તો ખરા, હવે તો કાંઇ ઉપાય જોઇએ.

**ફીરોઝ**—ઉપાય, ઉપાય છે?

**કાઉસ**—હા એક છે. જો જામીનગીરીમાં ગીરવી મુકવાની કાંઇ જણસ હોય તો વ્યાજે નાણાં મલે, અને નાણાં મલે તો કાંઇ નશીબ તપાસીએ.

**ફીરોઝ**—તેવી જણસ કયાંથી લાઉં?

**કાઉસ**—તારાં ઘરમાંથી. તારી પરીનને હવે તેનું જર ઝવેરાત શું કામ આવશે?

**ફીરોઝ**—અરે ત્યારે તેબી લુટી લેઉં! તે માહાબુબને છેકજ પાયામાલ કરી નાખું?

**કાઉસ**—એ બી બરાબર છે. ચાલ બા ત્યારે સાહેબજી. સુખી થજે.

**ફીરોઝ**—કેમ એટલો ઉતાવલમાં! કયાં જશો?

**કાઉસ**—ઝેર ફાકવા. તે વગર બીજો ઉપાય શું છે? મને મારી

હોરમત પ્યારી છે, અને માંગનારાઓ મને કેદખાંને પુરવાનો ખરગસ્તે દાહાડો બતાવે તે કરતાં તો હું મુવેલો ભલો.

**શીરોઝ**—અને શું હું તુંને મરવા દેઉં? મારી પછવાડે તું આટલો તણાઇ ટુટો ને હવે હું બેવફા થાઉં?

**કાઉસ**—ત્યારે દુન્યામાં વફાઇજ કયાં છે? ભુખે મરે ને મોજ કરે તેમ તું અને હું બેઉ ભીખારી થયા, ત્યારે તું તારી મોહોરદારનું જરીયાંણુ જાલવવાની કાલજી કરે છે. તે જરીયાંણ પેહેડીને ફાટાટુટા પોશાકે તારાં બદીખાંનામાં તને મલવા આવશે તે તને જબરી શોભા આપશે, નહીં?

**શીરોઝ**—કાઉસ, તું મારી તે નેક મોહોરદારને બુરૂં ના બોલ. તેને પોતાના ધણીનાં સુખ આગલ એ શોભાનું જરીયાંણ બેહસાબ અને વગર મુલનું છે. તે જે જરીયાંણની જાલવણી ખાતર સદા અધીરી છે તે ફકત તેની પાકીજગી અને વફાદારી છે.

**કાઉસ**—ત્યારે તેજ જરીયાંણ તેની પાસે રેહેવા દે, ને એ જરીયાંણ લઇ આવ, કે આપણે તેપર નાણું કઢાવી ફરીથી એક છેલ્લી અને સૌથી છેલ્લી બાજી માંડી જોઇએ. તેમાં જો ફાવ્યા તો ફરીથી આ નીચ જગ્યામાં આવી આપણી પાક દેહને અપવીત્ર કરશું નહીં, ને હારયા તો એમ બી મુવા ને તેમ બી મરવાના!

**શીરોઝ**—તો મારે કબુલ છે. તારે ખાતર તે બી કબુલ છે. હું તે ઘરેણાં લઇ આવુંછું. (જવા કરેછે.)

**કાઉસ**—(થોભાવીને) થોભ થોભ જરા, મારા જાંન કરતાં જયાદા રફીક. (વીચાર કરીને) બસ, નહીં માંડી વાલ, મને નથી ઠીક લાગતું. જવા દે એ જરીયાંણ માંગી લાવવાની વાત.

**શીરોઝ**—કેમ, વળી શું થયું?

**કાઉસ**—નહીં, તારી પરીન બીચારી નાહક દુ:ખી થાય તે કરતાં હું બંદીખાંને સબડશ તે પાલવશે.

**શીરોઝ**—(ગુસ્સાથી) પણ હું તને એમ હેરાંન થવા દેનારજ નથી.

**કાઉસ**—અરે નહીં રે યાર, તું ના બેહિસ કર. તું ઘરેણાં તારી ગરજે લાવશે ને લોક બદનામ મને કરશે. કોઇ શું બાતેનનો ભરમ જાંણવા આવવાનું છે? લોક કહેશે જે એ તો કાઉસેજ ફીરોઝને લલચાવીને જરોયાંણ મંગાવ્યું, ને પાછો જુગાર રમાડયો.

**ફીરોઝ**—(જુસ્સાથી) તેવી ખોટી બકવા ઉપર મારા કાન સદાના બંધ અને બેહેરા છે. તું જેવા દોસ્તની વફાદારી ઉપર એવાં લખો લાખ જરોયાંણ તુચ્છ અને નાચીજ છે.

(જુસ્સામાં જતો રહેછે.)

**કાઉસ**—(બુમ પાડીને) અરે નહીં રે યાર, થોભ રે જરા. મારા સમ જો જાય તો. (ધુમ હસીને) પાછો વેચાયો! આએ બુમબ ફીરોઝ વલી મારી જબાંદરાજી પર માહાત થયો! હવે એ ઉસકેરાઇને ગયોછે તે લીધા વના આવનાર નથી, ને ઘરેણું એક વાર મારા હાથમાં આવશે તે એના હાથમાં પાછું જવા પાંમનાર નથી હા જુગાર, જુગાર, તું મારી મુર્તીછે ને હું તારો પુંજારી છું, કેમકે તે મને જરદાર અને નામદાર કોધોછે! (થોભીને) પણ સબર, મને એક બીજો ખ્યાલ થાયછે. ફીરોઝ ઘેર ગયોછે ને હું હવે કાંગલો થઇને તે જરોયાંણ નહીં લઇ આવવાની ભલામણની એક અહીંથી પછવાડે ચીઠી મોકલું, કે જેથી તે ઝહવેરાતનો વધારે તલબગાર બની લીધા વના આવશેજ નહીં, ને હું સઘલાંની નજરમાં વધારે નેકનાંમ ઠડરા. (હસીને) હા! હા! હા! જુગાર, જુગાર, તારો સદા જય થાવો! (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

[ફીરોઝનું ઘેર. પરીન એકલી.]

"આએ બાદે સબા જા ચમન"—એ રાહ.

**પરીન**—આએ બાગે[1] સદા ગુલચમન[2] ચમન[3] તું મુકી મન ભટકે કાંહાં!
ના ચાલે જાલેમ તું[4] થા—અરે ના—ના—ના ચાલે.

---

૧ બગીચો; ખ્યાલ. ૨ ખુશી. ૩ મોજ. ૪ મન.

સંતાપને નહીં શરણ થવા હું ચરણ[1] પડું અએ [2]શાહ,
નહીં ગજબ અજબ દેખા-જલદી જા-જા-નહીં ગજબ.

(ફીરોઝ આવેછે. પરીન હરખથી દોડી જઇ તેને ભેટેછે.)

"પીયું કે ચીત્ર બન પ્રીતમ પ્યારે"—એ રાહ.

**પરીન**—આવો વ્હાલા વેહેલા પધારો-દર્શન પરસન આવે રે.—આવો.
વાટ[3] જોવાની વાત ના બોલો, રાત દીન તે રડાવે રે,
કરે જખમ જેમ કારી કટારી-જુદાઇ તેમ જખમાવે રે.—આવો.
જંજાલો કુલ તું જ ભુલ અએ જાંની, દુઃખ ન તું જપે ફાવે રે,
માન મીનતે[4] મોહોરદાર તું જની-માન જે કહી મનાવે રે—આવો.

"આબ ગરવા જાંને દે"—એ રાહ.

**ફીરોઝ**—દીલદારી તારી રે-જોઇ દીલબર, પરીપેકર,
એવો લાગ છે સુભાગ[5] તે અથાગ ગણીભાગી[6]
કહું પ્યારી મારી રે—દીલદારી.
શરમીંદો છું સરસ સજનની હું,
હાય વીલાપે હાથ અફાલું હું,
માન તું મારી-પ્યારી નારી-વાત સાચ્ચી સારી રે.—દીલદારી.

**પરીન**—માનુંછ મારા વ્હાલા. તારો સુખને સુખન મને સુખ આપવાને પુરતો છે.

**ફીરોઝ**—(દુઃખથી) પરીન, સુખની વાત ના કર. મારા તરફથી સુખી થવાની તારી આશાઓ ખાબમાં જોવામાં આવતા દેખાવો જેવીજ ખાલી અને તકદીલ છે. મારી સાચ્ચી મોહોરદાર, મેં તને સુખના મીનારાપરથી મારી બુરી ચાલના મારાએ દુઃખના દરીઆવમાં હડસેલી દીધીછે, અને તોબી તું તે દુઃખને સુખ સમજે એ બેશક બેહેસ્તનાં સુખથી પણ બેહેતર છે.

**પરીન**—ખચ્ચીત, એક કદરદાંન ભરથારની સગત યા સધ્યારાથી વધારે સુખની તે ઓરતને આશાજ કેવી હોય?

---

૧. પગે. ૨ ખુદા. ૩ રાહ ૪ કાલાવાલાથી ૫ સારા નશીબ. ૬ વીચારી.

**ફીરોઝ**—અને તોબી પ્યારી પરીન, હજી એક બીજી વાતની યાદનું દુઃખ મને આજારદે અને આજેજ કરી મેળેછે.

**પરીન**—તે દુઃખ મને કેહે, ને તેનો ઉપાય નહીં હોય તો તેમાં હું મીસ્કીન ભાગ લઇ મારા જીવને ધીરજ આપશ.

**ફીરોઝ**—કાઉસ મારો સૌથી વફાદાર દોસ્ત છે અને–

**પરીન**—પણ ખુશરો તેને એક ઠગારો અને લુચ્છો જાહેર કરેછે!

**ફીરોઝ**—(ગુસ્સાથી) તો ખુશરો પોતે ઠગારો અને લુચ્છો છે. કાઉસને બુરૂં બોલનારા બેમરવતોના હું બત્રીશે બત્રીશ દાંત તોડી પાડશ. અરે તેની દોસ્તીનો હસાબજ કયાં છે! તેના સરખી વફાઇજ કોણમાં છે? તેણે મને પોતાની પૈ એ પૈ સપુરદ કીધી, ને હવે મારેજ લીધે બંદીખાનામાં સબરવાનો તેનો વખત આવ્યો છે. પરીન, તે ફટકો હું ખમી શકવાનો નથી. કાંઇ ઉપાય કર. (બેસેછે.)

**પરીન**—તું કેહે તે મારા ભરથાર. તું કહેછે તેવો ને તેટલો જો કાઉસ નેકજાદ છે તો તેને તું ફરમાવે તે મદદ આપવા હું એક પગે છું.

**ફીરોઝ**—તે મદદ તારાં ઝવેરાતોની છે. અએ દેલરૂબા, તારી પાસથી તે બી ખુંચી લઇ તને છેકજ પાયામાલ કરતાં મારૂં જીગર ચાક ચાક થઇ જાયછે, પણ એ એકજ–છેલ્લોજ ઉપાય છે.

"જો અસ્લ હયે વો અસ્લફી"—એ રાહ

**પરીન**—ગમ ના ખા તું ખાવીંદ મારા, માંગે તારી નાર,
દુઃખાવ નહીં દીલ, પાયે લાગે તારી નાર—ગમ.
જરીયાંણ શું હસાબ છે, અએ મારા ભરથાર,
ખોહ્યુ જો સર્વસ્વ[1] હવે, અભાગે[2] તારી નાર!—ગમ.
દોસ્તીપે[3] સદકે[4] કરી દે ખાતરે વફા,
જરીયાંણ જે બીરાજે ન દુઃખ-આગે[5] તારી નાર.—ગમ

(મેહેરીન આવેછે)

૧ સઘળું. ૨ કમનસીબે. ૩ દોસતી ઊપર ૪ ફીદા. ૫ દુઃખનો આગ વચે.

**મેહેરીન**—એરાદર ફીરોઝ, બાહેર કોઇ શખ્શ હવણાંજ આ તારે નામનો કાગલ આપી ઉતાવલમાં જતો રહ્યો.

**ફીરોઝ**—કાગલ? કોણ તરફથી? (જોઇને) આ દસકત તો મારા જાંની રફીક કાઉસના છે. (ઉખેડી વાંચેછે.)

"અઝીઝ એરાદર—

તારાં ગયા પછી મેં ફરી ફરીને વીચાર કીધો ને અંતે હું એજ ઠેઠાવ ઉપર આવુંછું કે તારી નેક મોહોરદારનું જરીયાંણુ મને બચાવા સારૂં તારે લુટી લેવું એમાં કાંઇજ ઇનશાફ નથી; એટલા માટે હું અરજ કરૂંછું કે એ જરીયાંણુની વાત તે બાનું આગલ તું કાઢતોજ ના. મારાં બારણાં ઉપર સરકારી અમલદારો મારી ધરપકડ સારૂં બેઠેલાછે, અને જે વખત જાયછે તેમાં મને ઘસડી જશે, તેથી તું તારી પરીનની મીઠી ગોદમાંથી હયાં ફેરો ખાવાનીબી તજદી લેતો ના." (વાંચો રેહેતાં) અરે જાહેનમ ગયું તે સુખ. પ્યારી પરીન, એક પલ પણ ખોહવાનો હવે ત્યારે સમો રહ્યો નથી. જે પાક ફરમાંનદારીથી એ દોસ્તને કરજદારીમાંથી બચાવા તેં મને તારૂં સઘલું જરીયાંણુ આપવા કહ્યુંછે, તે લઇ આવ, કે હું દોડીને તે લઇ જાઉં.

**પરીન**—હું તાબે છું, મારા ભરથાર. (જાયછે.)

**મેહેરીન**—અને ફીરોઝ, ત્યારે શું તું રહ્યું સહ્યું પરીનનું જરીયાંણુ વટીક લઇ જવા તૈયાર થયોછ? (ઘણાં દુઃખથી) અફસોસ, ત્યારે તો હવે હદ થઇ.

**ફીરોઝ**—મેહેરીન, તારૂં માથું ના ફોડ. હવણાં મારો જીવ ઉસ્કેરાયલો છે.

**મેહેરીન**—અને તોબી હું બોલવા વના નથી રેહેવાની. હું અત્યાર વેર ચુપ રહી, પણ મારો પ્યારો ખુશરો મારી ખાત્રી કરેછ કે ખુરા કાઉસેજ તને ખોહાર કીધો ને તેજ ખુરાને વાસ્તે હું

તુંને તારી નેકજાદ ઓરતનું સર્વસ્વ લુટી જતો જોઉંછું, ત્યારે હવે હું બોલ્યા વના નથી રેહવાની. ફીરોઝ, કાઉસ જેવાપર દયા કરવા કરતાં તું તેને ધીક્કાર, તેને બચાવા કરતાં તેને મરવા દે, અને તેમાંજ–રે તેમાંજ મારી, તારી ને પ્યારી પરીનની સલાંમતી છે. (રડેછે.)

**ફીરોઝ**—મેહેરીન, મારા નેક દોસ્તને બદનામ કરનારો તારો એક બોલ બી હું વધુ સાંખી શકવાનો નથી. હું ફરમાઉંછ કે તારી બેલગાંમ જુબાંનને થોભાવ. બદનામ કરવો હોય તો મને કર, દોશ દેવો હોય તો મને દે–(દુઃખથી) રે બુરૂં બોલવું હોય તો મારાં હીણાં કરમને બોલ, પણ કાઉસને–ના બદનામીનો એક બોલ–એક હરફ વટીક નહીં.

**મેહેરીન**—જુગારમાં તું એકલોજ જો બોહાર થયો હતે તો બર-જાંહનામ, પણ તારી સાથ તારી ફીરેસ્તા ખસલત મોહરદારને પણ તેં બોહાર કરીછે, તેની દોલતનોબી તું બુરાએ નાશ કીધોછે, અને તે ઉપરાંત મારો વારસોબી હું ખાતરીથી માનુંછું કે તેં ગુમાવી દીધો છે, તો કહે, અરે કેહ મને ફીરોઝ કે આપાણાં મેહેરબાંન માદર પેદર બેહસ્તમાં એ તારા જુલમાતથી કેવાં કમકમતાં હશે? ઓ ચેત રે ભોલા બેરાદર, ચેત, હજીબી ચોક અને ચેત, કાઉસને ધીક્કાર, જુગારના ધ્યાનતી લખનો પીછો છોડ, અને એક પ્યાર ભરયો બેરાદર અને વફાદાર ભરથાર બની હોરમત સાથે હજી બી અમને મલતો થઈ જા.

**ફીરોઝ**—(તેને આંચકો મારી–ઘણાજ ગુસ્સાથી) બંધ કર તારી બકવા, અએ બેલગામ દુકતો. હું નથી વધારે સાંભલવાનો. કાલું કર તારૂં, બસ જા અહીંથી, નહીં તો હવણાં પરીન આવી લાગશે તેને નવા વેહમ પડશે, ને મને જરૂરની વખતે જરીયાંણ આપતાં તે આનાકાની કરશે. જા–(કાઢી મુકેછે.) રે બદનસીબ! મારી મા જણી બેહનબી મને એવા

તાણાજાણી ભરયા સુખને સંભલાવે! મરજી ખુદાની.

(પરીન આવેછે)

"તોરા સચ નહીં કહેના રે"—એ રાહ.

**પરીન**—જાંની પ્રીત માંની સાચી રે, ભરથાર મારા રે,
સદકે કરૂં તુંપે મારૂં જે કેહવાએ—જાંની.
મોહબત સોહબત હોય નેઆમત ગણાએ,
તેથી બેહતર શું થાએ?
જર જર જર છે જરૂર બેજરૂર
વાસ્તે તું એ લે રે જાંની, તું આ મારા શાંની—જાંની.

(જાયછે.)

---

**અંક ૧ લો સમાપત.**

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

[જુગારખાંનું. ભારે રોશણી. કાઉસ, શીરોઝ, બરજોર વગેરે જુગાર રમતા જણાયછે.]

"કનકવો મારો કંગુરે કબજ"—એ રાહ.

**સંધા**—વેકો-પાસા ફેંકો-આસા દીલમાં લાવી રે.
**શીરોઝ**—વેકો, વેકો, વેકો!
**કાઉસ**—ફેંકો, ફેંકો, ફેંકો!
**સંધા**—વેકો પાસા ફેંકો આસા દીલમાં લાવી રે.
**બરજોર**—હવે બાજી છે ભાઇ મારી રે,
**શીરોઝ**—(નીસાસો નાંખી) થઇ મારી ખોહારી રે,
**કાઉસ**—હજી બાજી છે ભાઇ બાકી એક-
(ઉસકેરીને) તો હીંમત ના દે મુકી,
ના બાજી દે તે ચુકી,
**શીરોઝ**—મુજ તાલે યારો અંતે દેશે ખુબ સતાવી રે.-વેકો.
**શીરોઝ**—આ છેલ્લા છ હજાર છે રે,
**કાઉસ**—(બાજુએ) તે બી રડી રહેશે રે,
**શીરોઝ**—આ ફેંકુછ પાસા-પાસા પડ પોબાર,
**કાઉસ**—અરે પડયા એ બે ઘોરા,
**બરજોર**—રડી રહ્યા તમે કોરા,
**શીરોઝ**—(રડીને) નસીબે કીધો દગો-દીધો ખુબ લુટાવી રે.-વેકો.
(ખીજવાઇને) દુર થાવો. નાબુદ થાવો. (સંધાને ઘેલા જેવો મારવા જાયછે. કાઉસ સીવાય સંધા નાહાશી જાયછે. સઘલું ભાંજફોડ કરેછે.) આગ લગાડો આ ખોહારીનાં ધામને, આ બદીનાં-ફેસાદનાં હ્યાનતી મકાંનને મને આગ લગાડી સલગાવી દેવા દેઓ, કે ફરીને મારા જેવા કમનસીબ કંગાલો

એ સેહેતાનીયત સેતમના ભોગ નહીં થઇ પડે, ને એ રમતના દેવના પુંજારી બની પાયામાલ નહીં થાય. (આગ લગાડવા દાડેછે. કાઉસ ઘણો ગભરાઇને તેને પકડે છે.)

**કાઉસ**—અરે રફીક ફીરોઝ, એ શું નાદાંનીયત?

**ફીરોઝ**—નાદાંનીયત? દેવાંન્યત—ના કેહે કે હેવાંન્યત. ઓ ચંડાલ, તું—એકલો તુંજ મારી આ સઘલી હેવાંન્યત અવસ્થાનો અવલથી જવાબદાર છે. હે બુરા, તેજ અને તેંજ જુગારના લેઆનતી લખનો મારામાં પાપી શોખ પેદા કીધેલો છે. હું મારાં ઘરમાં દોલતની રેલછેલ વચ્ચે, વાહાલાંઓના બેસુમાર પ્યાર વચ્ચે, અને હોરમતની શાંત સમાધાની વચ્ચે રહેલો હતો, ત્યાંથી મને ઘસડી લાવી આ ખાનાખરાબીના ગારમાં ગરક કરનાર તુંજ માહા મુજી છે, તો (ઘણાજ જુસ્સાથી) હવે હું તારો ટોટો પીસશ, તારૂં લોહી પીવશ, તારૂં ખુન રેડશ.

**કાઉસ**—(ઘણો ગભરાઇને—ઢોંગથી) હા માર માર, મારી નાખ. તારા તરફથી એવી ભારી નીમકહરામીના સુખનો મારે સાંભલવા પડે તે કરતાં હું દશ હજાર વાર મુવેલો ભલો. લે, બસ મારીજ નાંખ.

**ફીરોઝ**—(ઠંડો પડીને) નહીં નહીં બેરાદર કાઉસ મને માંફ કર. હું શું બોલુંછ, શું કરૂંછ, તેનું આ વખ્તે મને જરાબી ભાંન નથી. અરે રે કાઉસ, મારી પ્યારી પરીનનું જરીયાંણુ જે મારી છેલ્લી આશા હતી તેબી મેં એક ફુંકારામાં ફુંકી દીધું તો હવે મારૂં શું થશે? મારી પરીનનું શું થશે? બેહેન મેહેરીનનું શું—અરે રે શું થશે? (રડેછે.)

**કાઉસ**—(કોટી કરીને) ના રડ રે મારા ફીરોઝ, તું ના રડ. (ઢોંગથી રડીને) તું રડે ત્યારે મારાથી રડયા વના કેમ રેહેવાય! મેં તો તને ઘરેણાં લાવવા ઘણુંબી ના કહ્યું, પણ તું મારી નાએ નહીંજ રહ્યા, ને અંતે આ પરીણામ થયું.

**ફીરોઝ**—પણ એ પરીણામ સાથે હું જીવી શકવાનો નથી. કાઉસ હું છેકજ—અરે છેકજ બોહાર થયલો હવે ઘેર જવાનો નથી.

**કાઉસ**—(ધીમેથી–ઉસ્કેરીને) ત્યારે એક હજીબી બીજી બાજી માંડ. પેલો બરજોર આજે પૈસે તર થઇ ગયોછે, તેના પાસ ઉછીના ફક્ત પંદર હજાર કઢાવ, ને માંડ એક બીજી બાજી, ને જો પછી શું થાયછ તે.

**શીરોઝ**—(વિચાર કરીને)એ સલાહબી રાસ્ત વ દુરસ્ત છે. (ઉસ્કેરાયલો) હું જાઉંછ ને માડુંછ એ બરજોરસે બીજી એક બાજી, ને (જતાં જતાં) નસીબ રે નસીબ, હવે તો એટલું બેરેહેમ થતું ના. (જાયછે.)

**કાઉસ**—(હસીને) હા–હા–હા! હારયો જુગારી બમણું રમે! એ રમવાનો અને હારવાનો, અને ફરી હારયો એટલે ઘેર જવાનો નથી. એ ઘેર નહીં જાય તેમાંજ મારી ફતેહ છે. એને હયાં પડતો નાંખી હવે એને બદલે એને ઘેર હું ફેરો મારૂં, ને જો એની નખરાંદાર ઓરત મારી જબાંદરાજી પરે માહાત થાય તો તેણીની હોરમતની ધુલ કરવાથી મારી અદેખાઇનો આતશ કાંઇબી શાંત થવાનો. જોઉંછ હવે પરીન મને કેવી અને કેટલી ફતેહ આપેછે. (ખુશીમાં ગાયછે.)

"My Grand Father's Clock"—એ રાહ.

ચેત ગાફીલ ગમાર, ચેતી થા હોશીઆર,
થઇ જા તું ખબરદાર, રે ઓ યાર!
કર ના તું કાંઇ નકાર, દુન્યામાં મક્કાર
છે પડેલા બેસુમાર, રે ઓ યાર!
જુલમગાર, ચોરચખાર, બદકારો અપાર
દેખાવે ઇજ્જતદાર, રે ઓ યાર!
થઇ નેક અવતાર, કરે પાપો હજાર,
તેવો છું હું નામદાર, રે ઓ યાર!
થવું હોય જો જરદાર–થઇ જા તો બદકાર,
નહીં લે તે આધાર–નહીં તો પડશે પાર,
એવો છે સૌ ચીતાર, ત્યારે તું ધ્યાન લગાર,
તેવો છું હું નામદાર, રે ઓ યાર!

(જતો રહેછે.)

## પ્રવેશ ૨ જો.

(ફીરોઝનું ઘેર. ખુશરો અને મેહેરીન.)

"બની આદમ ન હો ગાફીલ"—એ રાહ.

**મેહેરીન**—રડશું શું નશીબને અમ, અએ મેહેરબાંન દોસ્ત આખેર,
ફફડશું શું સંતાપના તાપે થંઇ બેજાર, અમો કયાં વેર?—રડશું.
બેરાદર તો છતો છે પણ, અમારે મન મુવેલો છે,
જુગારના લખમાં ચકચુર થઇ તે નહીં આવે ઘેર.—રડશું.
આધારે અમ ફકત તારે છીએ, તું જાંણ, જાંની ખુશરો,
દીએ લાવી મેલાવી તું ફીરોઝને સુધારી, દલેર.—રડશું.

"તેરે ઇસ્કને જુતે બેવફા"—એ રાહ.

**ખુશરો**—મને આપ તે હક અએ પ્યારી, જે દીએ ફીરોઝપે સરદારી,
તુંજ કદખુદાઇની જો સનદ, હોય દઉં ફીરોઝને સુધારી.—મને.
તો સમજ તું અએ દલરૂબા, મુજે નેકાના ગાંઠસે જોડા,
નવાજેશ કર નેક નેકાની, વેક વ્હાલી વેક તું વીચારી.—મને.

**મેહેરીન**—પ્યારા ખુશરો, આજવેર મેં તુંને મારો હકદાર ખાવંદ કરવામાં ધીલ કીધી, તો ફકત તે એટલાજ માટે કે અહીં રહી મારી હીણાં કરમની બેહેન પરીનને તેનાં દુઃખ વચ્ચે હું કાંઇબી દલાસો થઇ પડું. વલી બીજા હાથપર, મારો ભાઇ ફીરોઝ જ્યારે ખાનાખરાબીના ખરાબા ઉપર ચઢી જઇ બોહાર થવા મંડયો છે તેવા અફસોસના વખ્તે હું શોહાદીની ખુશાબખ્તીમાં આમેજ થાઉં તે સભ્યતાના કાનુનો માટે હું ઘણું ગેરકાયદે સમજું છું.

**ખુશરો**—તું ભુલ કરેછે, અએ દલરૂબા. એક પાકજાદ પ્યારમાં જેમ એબ સમાતી નથી તેમજ તેને પછીથી શોહાદોની સનદે વધાવી વધારે ઓસ્તવાર બનાવામાં પણ કશું ગેરકાયદે ગણાવું જોઇતું નથી. તારા પવીત્ર હાથની ઉમેદવારીમાં તેં આજવેર મને ખોટી કીધો, અને હું ખુશી શાથે ખોટો

થયો, પણ ફીરોઝને ખોહારીથી બચાવા હવે મને કાંઇક સગપણની સત્તા જોઇએ, અને તે તારા તરફથી મેળવવાને હું ખાહેશમંદ છું. તારાં નાધલાં કુટુંબમાં હું પલોટાઇ ગયલોછું, તોબી હજી એક પારકો છું, અને એક પારકા તરીકે ફીરોઝને ધાક અથવા ધમકીથી બચાવાને મને હવાણાં કાંઇક હક નથી; પણ તું તેની વડી બેહેન જો મને નેકાથી નવાજે તો ફીરોઝ સાથની મારી અતલગની સગાઇ મને તેના બાબમાં ઘટતું કરવાને ગોયા એક સનદ પુરી પાડશે.

**મેહેરીન**—તો મારે કબુલ છે. તારાં નેકજાદ બેસાવંદો રૂબરૂ આજેજ શેહાદીના પાક ગાંઠથી સદાની એક થવા હું તૈયાર છું. એક સદગુણી ભરથાર પામવો એ એક સ્રીનું સૌથી શ્રેષ્ઠ સુભાગ્ય છે, અને તેવા એક ખાવંદ તરીકે તું વાહાલાને બાહાલ રાખવા હું મગરૂબ થવશ. (જાયછે.–પરીન આવેછે.)

"મયે જાંણીતીથી પરીઓંશે"—એ રાહ.

**પરીન**—અરે અરે નસીબ, એ નવો થયો સેતમ,
તુલક ક્યાં મીશાલ[1] એ હું રહું કરતી ગમ!—અરે.
જરીયાંણ લઇ જઇ નહીં પાછો આયો યાર,[2]
ક્યાં તક[3] હું નસીબને રડશ દમબદમ![4]—અરે.
રાહા જોઇ રડી રડી હું થાઉં રે બેજાર,
ક્યાં વેર[5] વેર[6] કરશે તું હુંસે[7] અએ કરમ!—અરે.
ઉદાસી હું દાસી તેહારી,[8] અએ મારા ફીરોઝ,
ક્યાં સુધી હું ખમશ એ જુદાઇનો જખમ!—અરે.
(કાઉસ આવેછે.)

કોણ, બેરાદર કાઉસ!

**કાઉસ**—હા નેકજાદ બાનું. વગર ચેતાવવે તારા પાક એકાંતવાસમાં અચબુચ આવી ઉભો રહી ખલલ કરવા સારૂ હું શરમીંદો છું, પણ જે પાક હેતુથી હું અતરે હાજર થયો છું તે એ

---

૧ માફક. ૨ ભરથાર. ૩ સુધી. ૪ વારેઘડીએ. ૫ સુધી. ૬ અદાવત, દુસમની. ૭ મારા સાથે. ૮ તારી.

મારી બેઅદબીની પુરતી દરગુજર છે. વારૂં, આપણે હયાં એકલાંજ છીએ, બાંનુ?

**પરીન**—હા સાહેબ. બેહેન મેહેરીન ખુશરોસે નેકાથી એક થવાને હવાણાંજ મારાથી રૂખસદ પામી ગયલી છે, ને (દુઃખથી) વ્હાલા ફીરોઝના રોશન દેદાર જોવાથી તો હું હજીતક બેનસીબ છું. મારા શાથ કાંઇ ખાનગી ગુફ્તેગો કરવીછે?

**કાઉસ**—(બાજુએ) ત્યારે આવી તક ફરીથી હાથ આવનાર નથી. (મોટો) હા બાનું. મારી વાત ખાસ કરીને ખાનગી છે, અને તેથી આપણે હયાં એકલાં મલ્યે છીએ એ તે મારૂં તેમજ તારૂં સુભાગ્ય છે.

**પરીન**—(અચરતીથી) એટલે સાહેબ?

**કાઉસ**—અફસોસ અએ બાનું, હું શું બોલું! જે આફતની મારે તુંને ખબર આપવીછે તે જાહેર કરવાને મારી જબાનમાં જોર નથી. મારી પાસ પુરતા બોલ નથી.

**પરીન**—(ગભરાઇને) અરે રે, એવું તે તે શું છે? મારો ભરથાર—

**કાઉસ**—સલામત છે, પણ હવે તેની સલામતીમાં તારી સલામતી નથી.

**પરીન**—એટલે?

**કાઉસ**—તે તારી પાક મોહોબતને લાયક નથી, અએ બાનું. હું લોક નીંદાપર એતબાર લાવનારો આસામી નથી, પણ મારી ખાતરી થઇ છે, અને મેં નજરે જોયુંછે કે તારો ફીરોઝ તુંને બેવફા થયોછે.

**પરીન**—(ચોંકીને) ઓ ગજબ, હું આ શું સાંભલુંછું!

**કાઉસ**—તું બીલકુલ, બોલે બોલ, હરફે હરફ સાચ્ચી વાત સાંભલેછે. તે એક વફાદાર દોસ્ત તુંને સંભલાવેછે. વધારે શું બોલું અએ ભલી પણ ભોલી બાનુ, પણ મને અફસોસ સાથ બોલવું પડેછે કે તેં તેને પ્યાર અને વિશ્વાસમાં સપુરદ કીધેલું જરીયાંણ એક અનીતીમાન અને બેમરવત ઓરતને સણગાર આપેછે.

**પરીન**—(બુમ પાડીને) ઓ નહીં નહીં, તે કેમ બને? તે તો મેં તમારેજ વાસ્તે આપ્યું.

**કાઉસ**—તે સઘલી એ માહા બુરાની ઠગાઇ હતી. મારી સહીનો કાગલ જે તુંને એણે બતાવ્યો તેબી ફ્રેબી ઢોંગ હતો. મેં એવો કાગલ લખ્યોજ નથી. હું કશું જાંણતોજ નથી.

**પરીન**—ત્યારે મારાં દુ:ખની જામ પુરેપુરી ભરાઇ રહી (રડેછે) અરે અરે ફીરોઝ, આ કેવો ભયંકાર દગો! (ફસડાઇ પડેછે.)

"સજનકે હાથ પંખા પંચરંગી"—એ રાહ.

અરે દેલદાર, તેં જો ઠગાઇ,[1] મારૂં સુખ ગયું લુટાઇ—અરે.
તારી મોહબતમાં હતો દગો નહીં, હતી નહીં એટલી હું હયરાંન,
દગો કરીને ઉમેદ ગુલસન[2] કરી દીધાં તે વયરાંન;
અરે અફસોસ, ઠગાઇ એમ થાઇ—મારૂં. સુખ.
સઉ ખમ્યું મેં, અએ અઝીઝ રે, પણ થઇ આજેજ હું હવે,
થઇ જફા એ ભારી ભરથાર, તારી વફા જવે;
અરે દેલદાર, તજી કાંએ દાંનાઇ—મારૂં સુખ.

**કાઉસ**—હવે ગમ કરવાથી શું ફાયદો હાંસલ થવાનો છે, અએ નેકજાદ પાકજાદ બાનું? ધીરજ ધર.

**પરીન**—ધીરજ! ધીરજ એટલે શું? અરે રે, જેને જાંનથી જયાદા ચાહ્યો તેણેજ જયારે એવો ભંયકાર દગો કીધો, ત્યારે હવે ઉપાય શું?

**કાઉસ**—ઉપાય એક હાથમાં છે, પણ એક સોના જેવોજ કારગત છે. અએ દેલરૂબા, તારાં દુ:ખ વચ્ચે દીલાસો થઇ તારો કમીનો ફરમાંનબરદાર થવા હું સર ઝોંકાવી આરજુમંદ ઉભો છું.

**પરીન**—(ચોંકીને) એટલે સાહબ?

**કાઉસ**—અએ બાનુઓની બાનું, જયાંવેર ફીરોઝમાં ફીરોઝપણું હતું ત્યાંવેર તે તેને ઓસ્તવાર અને પાક વફાદારીથી ચાહ્યો, પણ જયારે તે પોતે પોતાને હાથે એવી ફીરેસ્તાઇ વફાઇને નાલાયક

---

૧ ઠગી. ૨ ખુશી, સુખ.

ઠઠયો છે, ત્યારે તેવા બદકાર બેવફાને ધિક્કાર. તેનાપર કીનો લેવા એક પેહેલવાની અબલાનાં કુવતથી કમર કસી તૈયાર થા.

**પરીન**—અને તે કઇ રવેસે?

**કાઉસ**—એકજ રવેશે, અને તે એ કે આ પલીદ ધામ મુકી આએજ ઘડીએ ચાલ મારી સાથે. હયાં તું દરેક પલે વધતાં સંકટના વધતા જોખમમાં છે, તેમાંથી બચવા–સુખી થવા મારી ગોદનો માયા ભરયો સાહ્યો બાહાલ રાખ.

**પરીન**—(ઘણાજ ગુસ્સાથી) અએ બેલગામ ચોર, બંધ કર તારી પાપ ભરેલી બકવા. બે બદામ કમીના કુત્રા, મને ભોલવીને ભુલાવાની તારી નીચ કોશેશ બીલકુલ હરામ ગઇછે. હું પેહેલાં તારાં બોલવા પર ઠગાઇ, પણ હવે મારી ખાત્રી થઇછ કે મારો ફીરોઝ મને બેવફા નથી, પણ તું બદકાર તારી બુરી નેમમાં ફાવવા એ ફરેબ માત્ર મચાવતો હતો.

**કાઉસ**—હં: હં: એટલું બધું? અએ કમસમજ ઓરત, તું એમ ના જાંણતી કે તારા આએ દોલાના દાબથી હું કાઉસ બચ્ચો દબી જવશ. દોસ્તીના સાહ્યા હેઠલ તારા ભરથારને પાયામાલ કરી મેળવાનો મારો અખતરો હું પુરો કરી રહ્યોછું, તો હવે તેનો જાહેર શત્રુ બની તેનીજ મોહદારની હોરમતની ધુલ જો સમજુતથી નહીં તો હું જાસ્તીથી–જબરીથી કરશ.

**પરીન**—(તીરસકારથી) અરે મુજી, તું દોસ્તીના પવીત્ર તરીકાપરથી ઓવારવા જેટલોબી નાલાયક છે. હેવાંનીઅત હવસોથી ભરપુર હે આદમીયત હેવાંન, જો બનતું હતે તો તારાં આ પાપ માટે મારી ખુંનખાર ચસ્મોમાં ચમકતા ખુનરૂપી આતશથી હું તને બાલીને ખાખ બનાવી દેતે. પણ જા હે નાલાયક નીચ, જોકે હયાં હું એકલી છું તોબી તું

જાંણે શું એક યકીનદાર ઓરતની હીંમત!
જાંણે શું તું હેમક યકીનની કીંમત?
યકીનની હીંમતમાં છે ઓરત નરે શેર,

તું પાપની પીછાણમાં છે હીચકારો આખેર.
એકજ મુજનું યકીન, એકજ મુજનો યાર,
ગણુંછું હું એકજ જેમ પરવરદેગાર.

**કાઉસ**—એમજ છે ની અએ ઓરત ત્યારે? મારી સમજાવતો કે ધમકીની અસર તારાપર પોહોંચતીજ નથીની?

"કરવતીઆં લેને દે"—એ રાહ.

**પરીન**—હટ હટ હયાં કાલું કર—જારે મુજી.
શીહા સુરત પર આગ લગાડ.—હટ.
થુકી જીવતર પર, જા ફરમાઉં,
જા—જા—જા જાલેમ, જાંહેનમ જા.—હટ.
(તેને ઘણા ગંભીર ગુસ્સાથી હરકાટીને કાઢી મુકેછે—કાઉસ તેના ગુસ્સાથી દબી જઇ નાહસી જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

### કાઉસનું ઘેર.

[કાઉસ અને બરજોર.]

**કાઉસ**—(ઘણીજ નાશીપાશીથી) કાંઇ નહી બન્યું બરજોર. તે લટરાજખોર ઓરતની જંબાદરાજી આગલ હું બેતાકાત બાયલો બની હીચકારા હેમકપેરે હીંમત હારી હીણપસ્તી વચ્ચે પાછો નાહસી આવ્યો. આહા! શું કહું બરજોર, નેકજાદ ઓરતો પોતાની નીતીની જાલવણીમાં એટલી બધી જોરેમંદ હોયછે, એવો મને મારા આખા અવતારમાં કદી અનુભવ થયો ન હતો. તેની તેજદાર ચસ્મોનો ચમકાત—તના મીજાજનો મરદાત, અને પાક ગુસ્સાથી ફડકતાં તેણીનાં રશીલાં નેણોએ મને ધાસ્તીથી ધ્રુજાવી એવો તો નામરદ બનાવી મેલ્યો, કે ફકત તેના હાથના એક ગંભીર પણ દબદબા ભરેલા એસારાની ધમકીથો હું શરમીંદગીભરેલા હાલે નાઉમેદ થઇ પાછો નાહસી આવ્યો. પણ વારૂ ફીરોઝની શું ખબર!

**બરજોર**—ફ્રેરોઝ મારા પાસ બીજાં ઉછીનાં નાણાં લઇ રમવા બેઠો, ને છેલ્લી બાજી છેલ્લી બાજી કરતો ગયો ને રમતો ગયો, એટલે પેટ ભરતું રમી ધરાયો, ત્યારે બીજા બાવીશ હજાર માટે સામો મારો કરજદાર થયો!

**કાઉસ**—બાવીશ હજાર?

**બરજોર**—(હસીને) હા બાવીશ હજાર, કે જયારે તેનાં ગજવાંમાં તો બે ફુટી બદામ વટીક હતી નહીં!

**કાઉસ**—પણ ત્યારે તો એ ચરેલો ખુબ ખીજવાઇ ગયો હશે?

**બરજોર**—અરે ખીજવાવાનું શું પુછશો, પ્યારા રફીક! મેં તો એમજ ધાર્યું કે એ બીચારાની આગરીજ ખરી ગઇ; સઘલું ભાંજ ફોડ ને માર ફાડ કરતો મારી નજર આગલથી બહાર પડયો.

**કાઉસ**—પણ તે ગયો કયાં?

**બરજોર**—ખુદા જાણે કયાં જાહેનમાં હોમાવા ગયો.

**કાઉસ**—ત્યારે બરજોર, હવે આપણને આલસુ બેસવાનું નથી. તે હયાંથી હારેલો મારેલો હવે ઘેર ગયો હશે, ને તેની નાપેકાર નારે તેને મારે માટે સઘલું ફોડી મુકયું હશે, વાસ્તે હવે આપણને આ દેશની હવા ઘણી ગરમ પડશે, હવે આપણને નવાં છટકાં વગર ધીલે માંડવાં જોઇએ.

**બરજોર**—અને તે શું?

**કાઉસ**—તે એજ કે તું હમણાંજ સરકારી અમલદાર સાથે તેનાં મકાંન પર ધસી જા, ને તારા બાવીશ હજારનો એકદમ તગાડો કર.

**બરજોર**—પણ તેના પાસ ખાવાની ખાખ નથી, તો બાવીશ હજાર કયા ચુલામાંથી તે જાંહાંસવાનો હતો?

**કાઉસ**—હેમક, તે નહીં જાંહાંશી શકે તેમાંજ આપણી ફતેહ છે. કરજદારીનો વાંક આપણાં શેહરમાં કયાં નાનો સુનો ગણાય છે! તે કરજ આપી શકશે નહીં તેમજ તારૂં કરજ ના પાડી કે નામુક્કર જઇ શકશે નહીં, ને તેથી તેને પકડી જંજીરે જકડાવી તું કેદખાંને પુરાવ. જા દોડ, વખત ના ખોહ,

કારણ કે દરેક પલે હવે જો તે છુટો રહ્યો તો **આપણે** પોતાને માટે ભારે જોખમ ભરેલો છે.

**બરજોર**—જો એમજ છે તો હું આ ચાલ્યો. હું હવણાં આવી તુંને આ કામ સંરજામ પાર ઉતારી આવવાનો ખબર કરશ. (જાયછે.)

**કાઉસ**—(એકલો—બલાપાથી) અરે અફસોસ, હું કેવો નાહીંમત, નાતવાન, નાકૌવત બાયલો! હું હાંફી હુફી તે દલરૂબા નાજનીને હાથ કરવાના હેતુથી ગયો, પણ જાંણે તે જાદુગરણીએ મારી જુબાંન અને હાથ પગ જાદુથી બંધ કરી લીધા હોય તેમ હું એક બુઢીયા કે બાલક પેરે બીહતો ધુજતો પાછો નાહસી આવ્યો! (હાથ પર હાથ અફાલી) હેફ-લેઆનત પડી મારી એ હીચકારી તબેહ ઉપર. (બારણું ઠોકાય છે.) કોણ?

(ખુશરો આવેછે.)

**ખુશરો**—એક દુસમન. તું લુચ્છાનો એક હરડનો વેરસી મુદઇ.

**કાઉસ**—અને તોબી આ મારૂં પોતાનું મકાંન છે, ને મારાં મકાંનમાં ચાલી ચલાવી આવી મને અમપાન કરનારા હેમકોને હું પુરતો સવાદ ચખાડી શકશ.

**ખુશરો**—(ગુસ્સાથી) તું તારાં મકાંનના આશરા ઉપર મુસતાક થાયછ, હેં હીચકારા! પણ તારા જેવા બદ માણસોને સજા કરવા કોઇબી જગ્યા નાલાયક નથી. (આંગ ઉપર જાયછે.)

**કાઉસ**—(ભરાતો છુપાતો) જો બચ્ચા તું પસ્તાશે, પણ મને તું કેહેવા શું માગેછે?

**ખુશરો**—થોડુંજ. ટુંકમાંજ. ફકત એટલુંજ કે તું દોસ્તીના લેબાસમાં દુસમન, વધારે—ફીરેસ્તાઇ અવતારમાં એક સેહતાન છે, અને તું સેહતાનને તારી સઘલી સેહતાનીયત વચ્ચે હવે તારી કેહર કાઢી હું સારી રવેશે પીછાંણી ચુકયોછું.

**કાઉસ**—આએ તો હવે હદ થઇ. કોણ છેરે બાહેર, બરજોર, તુસ સોરાબ, ગેવ!

**ખુશરો**—(બારણાંમાં આડો ઉભો રહી) કોણ નાપેકારની તાકાત છે કે મારી ને મારા ગુસ્સાની વચ્ચે માથું મારી તું હીચકારાં હેવાંનને બચાવા હીંમાયતમાં બાહેર આવે!

**કાઉસ**—(બીહનો ધ્રુજતો) એટલે, શું તું એમ ધારેચ બરચા કે હું તારાથી બીહુંચ?

**ખુશરો**—ધારૂંચ? અરે નીચ, ખાત્રીથી માનુંચ. (તેને પકડીને) છેલ્લા આપણે મલ્યા ત્યારે બાનુઓની હજુરમાં તું ખટપટ વધારવા રાજી ન હતો, હવે શું છે? (કાઉસ ધ્રુજેછે) પણ અરે દલદર, તારૂં હીચકારાપણું તો છેક હદ કરેછ. ફક્ત મારા અવાજનાં જોરથી તું નાબકાર આટલો ધ્રુજેછે તો તું જેવા અકસર હીચકારાપર ત્યારે તો વેર લેવા હાથ ઉચકવો એ બી હીચકારાપણુંજ છે. તુંને એક સેહજમાં જમીનદોસ્ત કરી જાંનથી જુદો કરૂં એવો મારો એરાદો થાયછે, પણ તું મારે લાયકનો હમનબરદ નથી, એટલે મારૂં દીલ થતું નથી. હું બીજી અને વધારે ઘટટી રવેસે તારી ખબર લેવશ. (જતો રહેછે.)

**કાઉસ**—હવે મારા જીવને ધીરજ પડી. ખાનેખરાબને જોતાંજ મારો જીવ ઉડી ગયો હતો, ને હું મારા દહાડા ગણાઇ ચુકેલા સમજ્યો, પણ બાજીનો રંગ ફેરવાઇ ગયોછે, તો હવે દાવ મારવાની મારી વારણ છે. આવતી કાલનો સુરજ એ ચંડાલ જોવા નહીં પામે તેનો મને ગોઠવાણ કરવી પડશે. પેલો બરજોર લાલચુ છે, તેને જો કાંઇ આપવા કહ્યું તો તે બરચો એ કામ આસાન પાર ઉતારી આપશે. ઠીકછે, ઠીકછે લુચ્છા ખુશરો, તું તારાં કૌવત ઉપર મુસ્તાક છે, પણ તે મુસ્તાકીની મગરૂબીના વચ્ચે હવે થોડાજ કલાક બાકી છે. (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

### એક રસ્તો.

(ફીરોઝ દાખલ થાયછે.)

"ઇસ આતસે ઉલફતને"—એ રાહ.

**ફીરોઝ**—અફસોસ કે આ દુન્યાસે હું રદ થયો રે યાર,
જુલમ મુજપે જમાનાનો બેહદ થયો રે યાર.—અફસોસ.

તજી વ્હાલાંઓ તમને હું ભટકું થઇ હયરાન,
અફ્સોસ રે અફ્સોસ હજાર સદ થયો રે યાર.—અફ્સોસ.

(ગાયણ પુરૂં થતાં) અફ્સોસ રે હીણાં નસીબ, શું તેં એવુંજ સરજાવેલું હતું કે જુગારના લખમાં હું ખોહાર થવા છતાં દેવાંનો બન્યો જાઉં, અને તોબી એકબી બાજીમાં મારો પાસો સવલોજ ન પડે! ઓ કેરદગાર, તુંથી દયા ચહાવાનેબી હું નાલાયક છું, કેમકે હું છતા વારસે મારાં નાવારેસ થઇ પડેલાં બે વહાલાંઓની હાલતનો જુગારથી ખોહાર થવા પેહલાં હું કદી દયાથી વિચાર કરવા થોભ્યો નથી, પણ તોબી દયા રે દયા, ઓ દયાના ભંદાર! હવે મારા થાકેલા કંટાલેલા—હાડમાર થયલા જીવપર દયા કર. (રડીને) હું બબે દીવસનો ભુખો તરસો કાંઇ ખાનાની તલબમાં ભટકુછુ, પણ મારાં ગજવાંમાં એક કુટી બદામબી રહી નથી કે જેથી હું ફકીરનો વટીક ખોરાક લઇ મારી હોજરીની આગ કમ કરૂં. (દુઃખથી) મારૂં ઘેર દુર નથી, પણ ઘેર જવાના ખ્યાલથીજ હું શરમથી ધ્રુજુંછું. જેઓ દોલતની રેલછેલમાં એસ કરતાં હતાં તેઓને ઓશીઆલાં ભીખારી બનાવી મેલી હવે તેમનીજ આશા કરતો હું તેમના પાસ જાઉં, તે કરતાં ઓ કરીમે કારસાજ તું મારૂં મોહાતજ કાંય નથી નીપજાવતો! હવે ઉપાય રહ્યો નથી, સીવાય કે કોઇ ધરમાતુ નેકજાદથી ભીખ માંગીને બે દેરમ મેળવું, અને કાંઇ ખોરાક ખરીદી મારી ભુખે કકલતી આંતરડીને શાંત કરૂં. હા, સાંમેથી કોઇ મર્દ ચાલ્યો આવેછે. એ બેરેહમ નશીબ! એ હીનપસ્તીનો વખત તું દેખડાવે છે, તે કરતાં કોઇ મોજેજાથી આજ ઘડીએ મને તે દાદગરની દરગેહ પોહોંચાડી મેલ, કે મારાં દુઃખનો અંત આવી જાય. (એક મર્દ આવેછે.)

"શહેનશાહ જીજાહ આલમદાર"—એ રાહ.

**શીરોઝ**—(આગલ જઇને) બેહરે[૧] ખુદા કરો મુજપે કરમ,
બખ્શો મને ખાતર ખુદા બે દેરમ;

---

૧ વાસ્તે.

ભુખ્યો છું હું રાત બેથી અય નેકજાદ,
દયાથી લેવો દાદખાં મારી દાદ.

**મર્દ**—(અજાયબીથી) પેશાંનીથી ખાનદાંની આવેછ નજર,
થયો હાલ એ કેમ, અયે બેસબર!
શું છે તારૂં નામ અને શું ખાનદાન?
હકીકત જવાંન તું મુજસે કર બ્યાંન.

**શીરોઝ**—(ઘણાંજ દુઃખથી) પુછો ના પુછો ના પુછો મેહરબાંન,
ખાતરે ખુદા ના પુછો ખાનદાંન.
ખાનદાંની છું ફરજંદ—જોઇછ બેસુમાર
દોલતની રેલછેલ ને પૈસાના લાર[1].

**મર્દ**—ગયું કેમ ત્યારે તે જણાવ અય જવાંન,
ખોયું કેમ તે સઘલું તેનું કર તું બ્યાંન.

**શીરોઝ**—ખોયું મેં તે સઘલું જુગારમાં હજુર,
હીણાં મુજ કરમે કીધુ સૌ તે [2]ધુર.

**મર્દ**—હેવાંન્યત હવસની છે એ તારો ભુલ,
ચરેલા ચડસની તબેહ અનમુલ;
સુધારજે—સુધરજે હજીબી જવાંન,
થેલી આ એક સોનો કબુલ તું માન. (જાયછે)

**શીરોઝ**—આ રેહમી સાહેબ તારા ભેદ ભરમો સમજવે જેવા ભારી છે તેવાજ તે દુઃખની સજાથી જખમાવા કે સુખની હસીથી નવાજવા નવા અને મોજુદ છે. આ નહીં ધારેલી રીતે મલી આવેલી એક સોની થેલી કરકસરથી ચલાવતાં મને લાંબો વખત વેર ચાલે એવી પુરતી છે, કે જે અરસામાં મારાં પાપની ભુલની તોબાહ કરી હું તે ઇનસાફી બાપની દરગેહ પસ્તાવાથી પાક થયલાં દીલે જવાને તૈયાર થઇ રહેવશ. (જરા થોભીને) અરે, પણ ત્યારે મેં વીસારી મેલેલાં મારાં બે નીરાશ્રીત વહાલાંઓનું શું થશે? તેઓનો તે કીરતાર નિગે-

---

૧ લાડ ૨ ધુલ.

હબાંન થશે, કેમકે તેમની આવી ભયંકાર ખરાબી કીધા પછી તેમની નેક હજુરમાં હાજર થવાની હવે મારામાં હીંમત અથવા તાકાત રહી નથી.

(જવા કરેછે—સાંમેથી બાબક આવેછે.)

"પકડો પકડો ધસી દાકણને"—એ રાહ.

**બાબક**—સોધતાં તુંજને થાકથી સાહેબ થઇ ગયો હું નરમ નરમ,
હાલત હેરાંન તારી હમારી થઇ ગઇ, કર કરમ કરમ.
ઘરમાં ગમનાં આંસું રડેછે બન્ને નારો ગરમ ગરમ,
જોઇ વીલાપ એ તેમની જુદાઇનો જગ પુકારે શરમ શરમ!
ત્રણ ત્રણ રોજથી દીઠાં નહીં કંઇ ઘરમે તારાં કદમ કદમ,
સાહેબ શાએ ચુકયો એવો બની બેફાંમ તું ધરમ ધરમ?
ઘરથી બાકાત ભટકેછ શું કામ, કહે તું તારો ભરમ ભરમ?
ચાલ તું સાહેબ—રડતી નારોનો તું ગમ કર બરહમ બરહમ.

(પટાવેછે.)

"તેરા શુક્રો અહેશાંન પરવરદીગાર"—એ રાહ.

**ફીરોઝ**—લઇ ચાલ મુજને બાબક બુજોર્ગ વફાદાર,
દુઃખી સુની હયવાલ ખરે ગમખાર.—લઇ.
ખોહી દોલત જુગારના લપમાં તમામ,
કીધાં ખોહાર વ્હાલાં—થયો હું બદનામ;
દયા કર મુજ હાલપે એ કીરતાર,
કસમ લઉં કે ફરી નહીં રમું જુગાર.—લઇ.

(જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

### એક રસ્તો.

(બરજોર અને કાઉસ વાત કરતા દાખલ થાય છે.)

**કાઉસ**—એ બી બરહક છે, પણ હવે ફીરોઝની વાતપર આવ્યે. મારાં ફરમાંન મુજબ તેં તારાં માંગતાં લેહેણાંને પેટે સરકારી હોકમનામાંથી તેને કેદખાંને પુરાવ્યો?

**બરજોર**—હા રફીક. તારાં કહ્યા ઉપર અમલ કરીને હું બાહાદશાઇ હોકમનામાં સાથે સરકારી અમલદારો લઇ તેનાં મકાંન ઉપર ધશી ગયો. તે આપણી આગલથી છુટો પડેલો કેઠો ઘેર ગયલોજ નહીં, અને બે દીવસ વેર ભુખો પ્યાસો બાહેર ભટકટો હતો, તો એતેફાક રસ્તામાં ઘરડો બાબક મલી ગયો, તે તેને પટાવીને ઘેર લઇ ગયો.

**કાઉસ**—અને એ વાતની તને કેમ ખબર પડી?

**બરજોર**—ફીરોઝની મોહોરદારે રડતાં રડતાં એ વાતની મને ખબર કરી. તેણીએ મને આજેજીનાં આંસુઓ વચ્ચે જણાવ્યું કે તે ભુખો તરસ્યો બે દીવસે હવણાંજ ઘેર આવવા પામ્યો હતો, માટે મારે તેને તુરત ઘસડી જવા જેવો જુલમાત કરવો નહીં.

**કાઉસ**—અને તેં શું તેના જવાબમાં કીધું?

**બરજોર**—ફીરોઝની મોહોરદાર અને તેની બેહેનના વીલાપ ભરેલા કકલાતથી અને બાબકના કાલાવાલાથી મને દયા તો અતી-ઘણી લાગી, પણ તારા ગુસ્સાનો ડર કરીને મને તારૂં ફરમાન અદા કીધા વના ચાલ્યું નહીં.

**કાઉસ**—તેં અતી ઘણું નેક કીધું. વેર અને દયા બન્ને એક મકાંનમાં સાથે વસી શકે નહીં, ને તેથી તેં વેર ઉપર દયાને ફાવવા દેવાનું હીચકારાપણું બતાવ્યું નહીં એ ઘણું સાબાશી ભરેલું છે. પણ વારૂં ફીરોઝે એ ફતકો કેમ ખમ્યો?

**બરજોર**—ફીરોઝ એ ફટકાથી તમામ આજેજ થઇ ગયો. તે હવે સમજી ગયો કે તું બીરાદર તેનાસે દગો કરતો હતો, અને તેથી તેણે જેમ તારાપર તેમ મારાપર ગાલો અને કડુવા-ઓનો વરસાદ વરસાવ્યો. છેલ્લે જ્યારે તેની મોહોરદાર ને બેહેનની ગોદમાંથી તેને જાસ્તી સમેત ઘસડી લઇ જવામાં આવ્યો, ત્યારે તે એક બચ્ચાં પેરે ડસકાં ખાઇ રડયો.

**કાઉસ**—ત્યારે એ તો થયું બરજોર. હવે એકજ છેલ્લો ફટકો લગાવ-વાનો છે, ને તે લાગ્યો એટલે તુંને કબુલેલા વીશ હજાર આપી

(બાજુએ) આપતો મરે ને લેતો સાથે–હું ને તું અહીંથી પોબારા માપી જઇશું.

**બરજોર**—અને બીજું કામ તે પેલા ખુશરોને ઠાર કરવાનું છે, નહીં વારૂ?

**કાઉસ**—હા તેજ. એ ચંડાલ આપણો ઉઘાડો શત્રુ થઇ બેઠોછે, એટલે જે વખત જાયછે તેમાં એ આપણને સપડાવી દેવાનો, વાસ્તે તે એમ કરે તે અગાઉ તારે તેને તારી તેમજ મારી સલામતીને સારૂ ઠાર મારી નાંખવો પડશે.

**બરજોર**—રફીક બધું બનશે, પણ ખુન મારાથી થઇ શકવાનું નથી. અરે! ખુનના ખ્યાલેજ મને ધાસ્તીનાં ધુજરાં અને ઘભરાતનાં આંકરાં ચઢેછે!

**કાઉસ**—હટ નામરદ બાયલા, તું એક ઇરાની બચ્ચાને શરમાવે એટલી હદ સુધીનો હીચરાકો છે. ખુન કરવાં તે શું કાંઇ મુશકેલ વાત છે? અરે હેમક, મારૂં જો ચાલતું હોય તો હું તો રમતાં રમતાં અને ચાલતાં ચાલતાં લોકોનાં ડોકાં ઉરાડી નાખું! એમાં કોણના બાપની મનાછે? ફકત હીકમત હીંમત અને સીફત જોઇએ. હોંસ પકડ હેમક, હોંસ પકડ. એમ આવ: શું તારામાં તોખમદાર ઇરાંની કુવત નથી? (ઉસ્કેરીને) હીમત ધર. એકજ ફટકો, ને સૌ તમામ થઇ જશે. જો ખુશરો જીવ્યો તો હુંજ મુવો એમ નથી, પણ સાથે લાગો તુંબી મરવાનો, અને ત્યારે શું તુંને તારો જીવ વ્હાલો નથી.

**બરજોર**—(વીચાર કરતો) હા જીવ વાહાલો તો છે.

**કાઉસ**—ત્યારે શું? તું બસ ઠેડાવ કર. તારી સલામતીને ખાતર ખુશરોને જાંનથી બેજાંન કરવાને ઓસતવાર ઠડાવથી કમર કસી તૈયાર થા.

**બરજોર**—(ઉસ્કેરાયલો) ઠીક છે ત્યારે, જા મારે કબુલ છે.

**કાઉસ**—(તને કોટી કરીને) હવે કેવો પ્યારો ને ડાહ્યો લાગેછ, મારા દોસ્ત! એમજ જોઇએ. હવે ત્યારે સંભાળજે; ખુશરોનો ઘેર

જવાનો સમો થયો છે ને તે હવણાં અહીંઆંથી પસાર થશે. હું અહીંથી ઘેર જાઉંછું, કેમકે મને જોતાં ખુશરો કદાચ વેહેમાશે. હું ઘેરમાં તારી અતી આતુરતાથી રાહા જોવશ. (જવા કરેછે.)

**બરજોર**—પણ જરા સબુર કર દોસ્ત, ધાર કે ખુશરો મારા હાથ પર મુવો તો પછી?

**કાઉસ**—તો પછી? તું નહીં સમજ્યો? તો પછી મારી મતલબ એ ખુનનો અપરાધ પેલા ફીરોઝપર સાબેત કરવાની છે. તારી સાક્ષી તો મોજુદ છે, ને તે ઉપરાંત જરનાં જોરથી આપણે બે ચાર બીજા સાક્ષીઓ ઉભા કરીશું, ને સરકારમાં એ ખુંનની ખબર કરી ફીરોઝને સપડાવી દઇશું. (બાજુએ) અને ત્યારેજ પેલી નાપેકાર પરીનનું જોર ભાગશે ને તે મારા હાથપર માહાત થશે. કેમ બરજોર, સઘળું સમજમાં આવ્યું? જોજે હો, કાંઇ ભુલ નહીં થાય. તું હયાં તારૂં કામ તમામ કરી આવ, કે પછી આપણે સતાવાલાઓ સાથે બંદીખાંનાંમાં ધસી જઇ ફીરોઝને પકડીએ, ને વધારે દુઃખ ભરેલાં બંદીખાંનાંમાં પુરાવી તેની ગરદન જલદીજ જલાદને સપુરદ કરાવીએ.

**બરજોર**—ઠીકછે ત્યારે દોસ્ત, તું જા અને હું પુઠે આવુંછું. (એકલો) ખુંન કરવાનું માથે તો લીધું, પણ ખુંન કરવાની છ—છાતી ચાલતી નથી. વખત પાસે આવેછ તેમ ધ—ધ ધુજરાં છુટે છે, ને જ—જખાંબી સાથે લ—લડડેછે! ઓ પેલો આવ્યો, મારે બાજું થઇ જવું જોઇએ.

(બાજુ થાયછે—ખુશરો મેહેરીનની ખુબશુરતીની સીફતમાં ગાતો આવેછે.)

"ગુલ ચમનમે બીરહ્ક"—એ રાહ.

**ખુશરો**—પ્યારી મારી નહીં વીસારી દઉં યાદ તારી,
તુંજ હાસાંનનો છે છાપ ભારી ઓસતવારી.
મીઠી મેહેરીન પ્યારી મારી તારો દીલદારી,

છે મધુર આસનાઇ હુર સમાન સુખ્યારી.
તુંજ નેણુ રસીલાં પ્યારી–ગોલાબી રૂખસાર,
નાગ કાલા સમાન તુંજ કેસનાં ઝુલફાં પેચદાર.
હરણ પેરે ચતુર તુંજ ચશમો ચમકે પ્યારી,
હોઠ પરવાલાં–દાંત મોતીની માલા જારી.
ખુદ ખુબસુરતીનો ખીલેછે બાગો બાહારી,
જખમાવે જોતાંને જેમ કારી કટારી.

(બરજોર તેને કટારી મારવા જાયછે તે ચોંકીને અચકી જાયછે.)

**બરજોર**—(ઘભરાતથી) ક–ક–કટારી! નહીં, મુ–મુરબ્બી સાહેબ, કટારી નથી. (છુપાવી દેવાની કોશેશ કરેછે.)

**ખુશરો**—(ભારે અચરતીથી) અરે આએ શું ભેદ? સબર કર એએ નાપેકાર આય તો એક કારી કટારી છે.

**બરજોર**—(ઘણાજ ઘભરાતથી) માફ કરો મેહેરબાંન માફ કરો, એમાં મારો વાંક નથી. તમારૂં ખુંન મારી ખુશીથી કરવા હું નહીં તાંપ્યો હતો.

**ખુશરો**—યા પરવરદેગાર, મારૂં ખુંન!

**બરજોર**—હા સાહેબ, તમારૂં ખુંન, પણ તે કરવાને તો મને પેલા ચંડાલ કાઉસે ઉસકેરયો.

**ખુશરો**—(બાજુએ) યા ખાવીંદ, કેવા સંજોગથી–કેવા ચમતકારથી તેં મારો જાન આ હોનારતમાંથી બચાવ્યો છે. (મોટે) અને ત્યારે તું નાપેકાર એમ બચાવ કરેછે કે હમણાં તેં જે મારા પર કટારી ઉગામી તે તારી મરજીથી નહીં, પણ પેલા ચંડાલ કાઉસની સમજાવતથી હતી?

**બરજોર**—હા સાહેબ. તમો જો મને માફ કરવા કબુલાત આપો તો હું સઘળું કબુલ કરી દેવા તૈયાર છું.

**ખુશરો**—તું જેવા પાપના હમશરીકને માફ કરવું એબી તે કીરતારની દરગાહમાં એક પાપ કીધા બરાબર છે, પણ જા તુંને હું આ તારા ભારે વાંક માટે માફ કરૂં છું, ને બોલ હવે જે કેહવું હોય તે ખુદાને હાઝર નજર ગણીને.

**બરજોર**—તમો મેહરબાંન તે દીવસે કાઉસને તેનાં ઘેરમાં મલી આવ્યા ત્યારથી તે તમારા જાંનપર ટાંપેલો હતો, અને તેથીજ તેણે તમારો ઘાંણ કાહવા મને મોટી લાલચે મેદાંન પાડયો.

**ખુશરો**—ત્યારે જો તું કાઉશનો હમશરીકજ છે તો પેલા ફીરોઝને કેદખાંને પુરાવામાં તારો પાપી હાથ હોવોજ જોઇએ, તે વિશે તું શું કેહવા માંગેછે?

**બરજોર**—સાહેબ, તમે મને માફ કીધુંછે ત્યારે હું તમારાથી કશું છુપાવા માંગતો નથી. કાઉસ દોસ્તીના લેબાસમાં ફીરોઝનો અવલથી શત્રુ હતો, અને તેના પૈસાની અને તેની પાકજાદ મોહોરદારની હોરમતની ખોહારી પર તે સદાનો ટાંપેલો હતો.

**ખુશરો**—તે મને રોસાણ છે. વારૂં પછી?

**બરજોર**—કાઉસ ઠગારા પાસા તૈયાર કરીને હંમેશ ફીરોઝને જુગાર રમાડતો હતો, અને તેની ભારે દોલતની પઇએ પઇ તે બુરાએ ઠગાઇથી લુટી લીધીછે.

**ખુશરો**—ત્યારે એ વાતમાં તે ફાવ્યો, પણ પેલી બીજી વાત? તેની નેકજાદ નારની તે ધુલ કરવા માંગતો હતો તે?

**બરજોર**—તેમાં તે નહીં ફાવ્યો મારા મેહરબાંન. એક દીવસ તક જોઇને તે તેણીની ઉપર હીચકારો હુમલો લઇ ગયો ખરો, પણ તે પાકજાદ અબલાએ એક પેહલવાંની ઓરતને છાજતી દલેરીથી તેને હરધુત કરી તે નામદારને હીણપસ્તી વચ્ચે પોતાના ઘરમાંથી હાંકી કાઢયો.

**ખુશરો**—આફરીન, આફરીન, એવી પાકજાદ વફાદાર નારો પોતાનાં કુટુંબનીજ નહીં પણ આખી જગતની શોભા છે, પણ વારૂં પછી?

**બરજોર**—પછી તો સાહેબ છેલ્લે કાઉસે તે બાનુનું બાકી રહી ગયલું જરીયાંનબી જુગારમાં જીતી લીધું, અને ત્યાર બાદ હરૂશેથી મને પંદર હજાર આપી મારી મારફતે ફીરોઝને જુગાર રમાડી નવેસર કરજદાર કીધો અને મને ઉસકેરી મારી પાસે હવણાં તેને બંદીખાને નખાવેલો છે.

**ખુશરો**—તેબી મને ખબર છે, પણ હજી એક બીજો સવાલ. કાઉસ મારા ખુંનનો આરોપ કોણ ઉપર ઓલવવા માંગતો હતો?

**બરજોર**—કમનશીબ ફીરોઝપર. તેણે તે માટે મારા ઉપરાંત બીજા ખોટા શાક્ષી ઉભા કીધાછે.

**ખુશરો**—(વીચાર કરીને) ઠીકછે ત્યારે, હવે મને એક જુદોજ વીચાર પેદા થાયછે. જો તું મારી સમજાવત પ્રમાણે ચાલશે ને મારૂં કહ્યું બજાવશે તો તુંને માફ કીધા ઉપરાંત હું નીહાલ કરશ, પણ જો હજી તેં દગો કીધો, ને કાઉસનાંજ પાપ ભરેલાં પાસામાં તું ભરાયો તો તું જ્યાંબી હશે ત્યાંથી પકડી તુંને તારી ઘટતી સજે પોંહચાડતાં મને ખુબ રવેસે આવડશે.

**બરજોર**—મારાં વચન ઉપર વિશવાસ રાખો, મારા મેહરબાંન. હું કસમ ઉપર કહુંછું કે કાઉસ જેવા બદમાસની સંફથી હું કમ-કમુંછું, અને તેથી હું નેક રાહ એખત્યાર કરવાને એક પગે છું; તમો ચાહો તે ફરમાવો અને તમારૂં કામ હું આસાન પાર ઉતારશ.

**ખુશરો**—જો એમજ છે તો સાંભલ. તું હવણાંજ જઇને એ નાપેકારને ખબર કર કે તેં મને જાંનથી બેજાંન કીધો છે. એ ખબર થતાંજ કાઉસ સરકારમાં તે જાહેર કરી ફીરોઝની ધરપકડ વાસ્તે સીપાહો સાથે ફીરોઝનાં બંદીખાનામાં જશે, અને ત્યાં તું અને હું કટોકટ વખતે હાજર થઇને એ બુરાને પોતાને સપડાવી દઇશું.

**બરજોર**—(હસીને) હા-હા-હા, એ છટકું આબાદ એ લુચ્ચાને સપડાવી દેશે. ત્યારે હું જાંઉંછું ને એ ખબર કરી કામનું બહાંણું કાઢી તુરત તમો સાહેબને તમારે મકાંને આવી મલશ.

**ખુશરો**—હા, અને તે અરસામાં હુંબી મારાં મકાંનમાંજ ભરાઇ રેહવશ કે કોઇની નજરે પડું નહીં, ને ખુંનની વાત જેની જાંણમાં આવે તેને તે માનવાને કારણ મલે. જા વેહેલો થા (બરજોર નમીને જાયછે.) ચંડાલ કાઉસ, તારૂં પાપ તે પરવરદેગાર હવે ખમી શકતો નથી. ફીરોઝ તારો બદબખ્તી ને કાઉસ તારાં બદકરમોની હવે આખર આવી લાગી છે! (જાયછે.)

# પ્રવેશ ૬ ઠો.

## બંદીખાનું.

(ફીરોઝ વિલાપ કરતો પડેલો છે.)

"બની બનીરે જફા ભારી"—એ રાહ.

**ફીરોઝ**—રહી રહી રે જફા જારી–થતાં આખેર ખોહારી–રહી.
માફ માગુછું, પરીન પ્યારી, મેહરીન તારી પાસ,
જુગાર જુગાર તેં સત્યાનાસ, કીધું મુજ ખાસ, ભાંજી
કુલ આસ.—રહી.
ચેતો જગત કુલ, દુઃખના મારા દાખલાથી આખેર,
જાંણો જાંણો જુગાર છે વેર, ખુદાઇ કેહેર, જેમ કાતીલ ઝેર–રહી.

(ધુમ રડેછે.)

ઓ પરવરદેગાર! દેખીતી આંખના મારા ચાલુ અંધાપાનું અંતે આએ સેવટ થયું. એક દોજખી દેવ એક સેહતાની-અત શત્રુની મીઠી પણ જુઠી સમજાવતો પર ભોલવાઇ ભુલવાઇને મેં જે ખોહારીનું કદમ દમબદમ લેયા કીધું તેથી હું અંતે આ જાંહનમના ગારમાં ગમગોસાર પડેલોછું તેનું મને દુઃખ નથી, પણ દુઃખ (રડીને) અરે એ મારી ચાલથી જે બે કોમલ જીવોને મે કીધું છે તેની યાદથી મારી છાતી ફાટફાટ થાયછે. ઓ બેહેસ્તનશીન મારાં સદાનાં મેહ-રબાંન માદર પેદર, મારાં આ હીણા હાલ ઉપર તમારો કોપ વરસાવી મને વધારે ધુજાવો ના. ઓ જુગાર જુગાર, તારૂં સત્યાનાસ થજો કે મારા જેવા તારા પાપી પુંજારીઓ પોતાનાં પાપની આ પાયામાલ ફેજે પોંહચી દુન્યાને રદ નહીં થઇ પડે! પરીન મારી સાચ્ચી મોહરદાર, મેહરીન મારી વફાદાર બેહન, બેરાદર ખુરશો, અને રફીક બાબક તમ ચારે વ્હાલાંઓની મીનતજારી રે કાલાવાલા વટીકથી હું આંધલો બેહરો સુનો નહીં સમજ્યો, અને હવે હું પસતાવાથી બલી મરી આજે આ જેહાંન અને જાંનથી જુદો થાઉંછું. ઓ

બાપ, આપઘાતનાં પાપથી બચવા સીવાય હવે મારા જીવને રાહાત રહી નથી, તો આપઘાતથી આવુંછ તારી દરગેહ, ને મારાં રૂહ પર તું રેહેમદીલ થજે! (રડેછે) પણ મરવા પેહેલાં તારી એક ટુંક પાક એબાદતથી મારી ભરાઇ રહેલી છાતીને હું ખલાસી આપું. (ગુઠણ પર પડી)

ઓ આલમના આધાર ને હસ્તીના શાહ,
કરૂંછું મુંજ પાપની તોજેશ ને તોબાહ!
ભુલ્યો તું બાપની પાકીજેહ હું રાહ,
કીધી અખત્યાર મેં જે પાપની પનાહ,
આજેજ થઇ આપુંછ તેથી હવે આ જાંન.
જીવવું નથીં કીધું મેં જગમાં પરમાંણ!
પણ મરવા પેહલાં માંગુછ માલેકો માંલેક,
અરજ ચાહુંછું તુંથી ઓ સાહેબ ફકત એક,
કે પરીન ને મેહરોનનો તું થજે આધાર,
સઘલાં તેમનાં દુઃખનું તું કરજે નિવાર!
(ઉઠીને) સલામ!
સલાંમ મુજ માહબુબ પરીન પાકજાદ,
સલાંમ બેહન મેહરીન તુંને નેકજાદ,
સલાંમ કુલ દોસ્તો ને દુસ્મનો સલાંમ,
સલાંમના છે મુંજના આ છેલ્લા કલાંમ!
સલાંમ મુજ ખેસીઓ—જુઠી છે આ જેહાંન,
જુગારની સજામાં આપુંછ મારો જાંન!

{ કટારી કાહડી પોતાનાં જીગરમાં મારવા કરેછે—એક ચિરચારી સમેત પરીન અને મેહરીન ધસી આવી અટકાવે છે.

"અબ તોરૂ બાંકે"—એ રાહ.

**પરીન**—અએ મોરા પ્યારા—સબર કર
વણ સમજણ તું જાંન[1] જાંન નહીં લેવા દેવા—અએ.
પાપ અમાપ[2] છે એ આપઘાતનું જાંણ,
શાંન[3] નહીં તજી દે તું અઝીઝ રે જેવા.—અએ.

---

૧ વહાલા ભરથાર. ૨ અતીઘણું. ૩ દાહપણ.

**મેહેરીન**—ફીરોઝ, બીરાદર ફીરોઝ, તારી તરફથી સેવટે એવી ઘાટકી ચાલની કોણે વકી રાખી હતી? (રડેછે.)

**ફીરોઝ**—(રડતો) મારાં અઝીઝો, જે જાલેમ દુઃખથી હું છુટવાને ઉપાય લેતો હતો તે દુઃખ તમોએ આવીને બેવડું અને ચોવડું વધારી આપ્યુંછે. અરે અરે, મારા જેવા એક નાલાયક બેમરવરતને તમોએ મરવાજ દીધો હતે તો બેહતર થતે! મેહરીન મારી વ્હાલી બેહન, તારો સમજાવતો અને જોસભર પ્યારની લડતોથી હું મારૂં પાપ નહીં જોઇ શકયો, તેથી પસતાવાથી મારૂં જીગર ચાક થઇ જાયછે; પણ તે તારી નેકીની નવાજેસમાં વ્હાલી બેહેન તું એક નવો નેકજાદ ભરથાર પામીછે, કે જે મારી તરફથી તને મલેલાં દુઃખની આગ ઘણી હદ સુધી કમ કરી આપશે. ખુશરો જેવો ખાવંદ તુંને મલ્યો તે મને મરતે દહાડે ઘણો સધીયારો છે, અને એક મોહરદાર તરીકે તારી અને એક બેહન તરીકે મારી પાકજાદ પરીનની મારાં મુવા બાદ તે બરદાસ્ત કરશે.

**પરીન**—(ઘણાંજ દુઃખથી) પણ નહીં, ઓ નહીં, અમો તુંને મરવા દઇશું નહીં. (ધુમ રડેછે—બાબક ઘણી ઉતાવલમાં આવેછે)

"લે આએ હમ એ હાર"—એ રાહ.

**બાબક**—ખુશ ખબર હું લાયોછું—આજે, આજે!
હસ સાહેબ સુખ પાયો[1] તું—ખુશીને કાજે.—ખુશ.
સુણી એ વધાઇ, જાઓ હરખાઇ,
ગાઓ હીતતણાં ગીતો, ખુશ અવાજે!—ખુશ.
હસો હા—હા—હા!—બોલો વાહ—વાહ—વાહ!
હેસાંન માંનો તે સાહેબનું—કીરતી જેની ગાજે!—ખુશ.
(ધુમ હસેછે.)

**ફીરોઝ**—(ઘણી ગમગીનીથી) અફસોસ, વીસવાસુ બાબક દીવાંનો થયોછ કે શું? મારાં દુઃખની જાંમ છલાછલ ભરાઇ ચુકીછે ત્યારે એને સુખનું હસવું કેમ આવતું હશે?

---

1 પામાયા.

**બાબક**—નહીં મારા નામ્રલા શેઠ હું દીવાનો થયો નથી, પણ હરખથી દીવાનો થાઉં તેમાં કાંઇ નવાઇ બી નથી. ખુશી થાઓ, સુખી થાઓ, અએ નેકનામો, આપણાં દુ:ખનું હવે સેવટ આવ્યું છે. બાનું પરીન, તમારા બુજોર્ગ કાકાજીનાં દારાબગરમાં હક થવાના સમાચાર આવ્યા છે, અને તેમની બેશુમાર દોલત અને માલ મોલકતનાં તમોને એકલાંને તે વારેસ ઠેડાવી ગયોછે.

**પરીન**—યા યઝદાં! એ વધાઇ કોણ લાવ્યું ભલા બાબક?

**બાબક**—એક પેગાંમચી, અને તે સાંભલતાંજ મને તે જાતે આવી જાહેર કરવાને એવો હરખ થયો કે હું મારો બુઢાપો વીસરી જઇને નવેસર નવજુવાંન થયો, ને તે પેગામચીને લીંગી ટપકાવી ત્યાંજ અટકાવી હું હરખથી નાચતો કુદતો કુવામાં પડતો હયાં તે કેહેવા દોડતો આવ્યો. (હસેછે) હા-હા-હા!

**શેરોઝ**—ઓ કેરદગાર, તે મરનાર બુજોર્ગનાં મોહતપર અમારે ગમ કરવો જોઇએ, પણ તેનાં મુવાથી અમો સુખી થઇએ છીએ, ને તે તેના લાયક દહાડે મુવોછે તે ઉપર ઓર અમો તારી હજારો સુક્રો ગુજારી કરીએ છીએ.

**મેહેરીન**—(હસીને) બેરાદર, જો અમો વેળાસર નહીં આવી લાગતે તો આ વધાઇ છતાં અમો કેટલાં કંગાલ રેહતે!

**શીરોઝ**—આપઘાતનાં પાપથીબી તે સાહેબે મને સેહજમાંજ બચાવ્યો છે; પણ વ્હાલી બેહન, કયાં છે-તારો ખાર્વીદ ખુશરો મારી આ ખુશીમાં ભાગ લેવા કેમ હાંઝર નથી?

**મેહેરીન**—મારા વ્હાલા ખુશરોને તો ગઇ રાતથી મેં જોયો નથી, અને તેથી હું અતી ઘણી ફીકરમંદ છું.

**બાબક**—બેફીકર રહો બાનું મેહેરીન, હું હવણાં જઇને મારા શેઠનું કરજ અદા કરૂંછું, અને પછી એ અને હું સાથે મલી તુરત તમારા નેક કેરદાર ભરથારને જોઇ કાઢીશું. તે કેઠે રોકાયલો હશે.

(જવા કરેછે-કાઉસ કેટલાએક સીપાઇઓ સાથે ધસી આવેછે.)

**કાઉસ**—બાંધો આ ખુશરોના ખુંની નાપીકાર ફીરોઝને.
**મેહેરીન**—ખુશરોનું ખુંન! આ ગજબ હું આ શું સાંભલું છું!
**પરીન**—અરે આએ શું નહીં ધારેલો નવો સેતમ!
**૧ સીપાઈ**—આએ ફીરોઝે પોતાના સગાનું ખુંન કીધુંછે એવું એના પર તોહમત છે, અને આએ ગ્રહસ્થ બીજા સાક્ષીઓ સાથે તે નજરે જોયલું પુરવાર કરવા માંગેછે, માટે હુંઇથી લઇ જઇ આ કેદીને વધારે મજબુત બંદીખાંનામાં એની તપાસ થાય ત્યાં વેર પુરવો પડશે. સીપાહો, બાંધો એ ખુંનીને.
**ફીરોઝ**—શું હું ખુની! અને તેબી ખુશરોનોજ! ઓ કારસતાની કુતરા, ઓ દોજખી દેવ, તુંને એક દોસ્ત તરીકે મેં આંધલો બની મારા પાસાંમાં સપોવ્યો તે કરતાં એક ઝેરી સર્પને પાલ્યો હતો તો તેબી તારા જેવો દોજખી નીકલતે નહીં.
**કાઉસ**—(ધુમ હસીને) હા-હા-હા! (સીપાહોને) કેમ જોયા શું કરોછ? વખત કેમ ખોવોછ? બાંધો એ મુજીને.

(સીપાઇઓ બાંધવા માડેછે. પરીન અને મેહેરીન રડીને કાલાવાલા કરેછે.)

"એજી બીડીયાં લે ગઇ"—એ રાહ.

**પરીન-મેહેરીન**—નહી અમ વ્હાલાપે તમ સેતમ કરો, સેતમગરો!
ખાતરે ખુદા નહીં જફા કરો, જફાગરો!
સંગદીલ[1] થાવો નહીં, કરમ કરો, સેતમગરો!-નહીં.
માગું, પાયે લાગું, જુલમાત હાથ નરમ કરો,
જરા ડરો,[2] શરમ કરો, ખુદા ડરો, સેતમગરો!-નહીં.

**બાબક**—અરે અરે અફસોસ! નવાં સંકટોનું આએ કેવું નહીં ધારેલું સંકડામન! ઓ મુજી, તું જાંણ કે અંતે તું ફાવવાનો તો નથી; તું હવણાં ચાહે તેવો સેતમ વરસાવ, પણ કર ને જો અંતે પછવાડેજ છેજ.
**ફીરોઝ**—હોચકારા, મારા પર તેં ખુનનું બોહતાંણુ મેલ્યું છે, પણ જો હવણાં મારા હાથમાં એક શમસેર હતે તો મારા

---
૧ બાટકી. ૨ થોભો.

જાનના જોખમે પણ તું દોઝખીનો જીવ લઈ હું આ જેહાંન પવિત્ર કરી નાંખવા ચુકનેં નહીં.

**કાઉસ**—જા, ગમે તે બોલ. તારે મરતે દહાડે તુંને પેટભરતું બોલી દેવાની મોજ કરાવામાં હું કરકસરચો થતો નથી. (ધુમ હસેછે) પણ સબર; (પરીનને બાજુએ) જોયો મારો બાર? જોઇ તારી તુંડાઇની સજા? હજીબી સમજ—હજીબી મારી મરજીને ફકત એકજ વખત વસ થવા થા કબુલ—આપ વચન, ને તારો ફીરોઝ આએજ ઘડીએ હોરમત વચ્ચે છુટો થશે.

(પરીન ગુસ્સામાં આવી—તમાચો મારેછે)

**કાઉસ**—(ઘણાજ ગુસ્સાથી) સીપાઇઓ, કેમ બોટી છે? હયાં મારા પર વેર લેવા હાથ ચાલાકી થવા માંડીછે, ને તમો હેમકો જોયા કરોછો? લઇ ચાલો આએ ઘડી આ ખુંનીને.

(ખુસરો હાજર થાયછે—મેહેરીન ખુશની ચીચયારી સમેત તેના હાથમાં જાયછે.)

**ખુશરો**—(પોકારથી) સબર કરો! કોણ નાપેકાર પોતાની દોજખી જુબાંનથી મારૂં ખુંન પોકારવાને હાજેર છે?

**કાઉસ**—(ઘણાજ ગભરાતથી) નબોદ, નબોદ, ત્યારે તો પેલા નાપેકાર બરજોરે દગો કીધોછે.

(નાહસવા કરેછે. ખુશરો ગળચીમાંથી પકડે છે.)

**ખુશરો**—કેમ અએ મુજી? મારૂં ખુંન થયુછે કે? સીપાઇઓ, તમો જુઓછો કે હું તો સલામત છું. આ ચંડાલે મારૂં ખુંન કરાવા માગ્યું હતું, અને ખુંનનો બોટો આરોપ બોટા સાક્ષીઓ ઉભા કરી આએ ભલા મર્દ ફીરોઝપર ઓલવવા માંગતો હતો.

**કાઉસ**—(ઘણા ગભરાતથી) ગલત છે, જુઠું છે, બાલે બાલ બોટું છે, લુચ્છા, તારા સાક્ષી કોણ છે?

(બરજોર નીકલી આવેછે.)

**બરજોર**—હું છું ઠગારા લુચ્છા, આએ ભલા આદમીનો વફાદાર અને સાચ્ચો સાક્ષી હું છું.

**કાઉસ**—(નાસીપાસીથી કપાલ કુટી) હા કુત્રા, ત્યારે હવે મારૂં આવી બન્યું ખરૂં!

**ખુશરો**—સીપાહો છોડો આ ફીરોઝને અને કેદ કરો આ નાપેકારને કે જે બજા લાવવાને મારા પાસ આ પાદસાહી પરવાંનો મોજુદ છે. (દેખડાવે છે.) નાપેકાર, તારા પરનું અમારૂં માંગતું લેહણું એટલેથોજ પુરૂં થયું નથી. હું તારૂં પાપ પકડવા તારી પુઠેજ હતો ને મારૂં કામ તમામ પાર કીધું છે. ફીરોઝપર તો તું ખોટાં ખુંનનો આરોપ મુકતો હતો પણ તારા પર હું ખરાં ખુનની તકશીર સાબીત કરાવવા શકિત-વાન થયોછું. સાત વરસની વાત પર તારાં જુગારખાનાંમાં પેલા જવાન સેકારી તેહમાસ્પનું ખુંન થયું હતું, જેનો ખુંની આજવેર પકડાયો નથી, ને ઓસ્તવાર સાક્ષીથી હું તુંને તે ખુંની તરીકે આજે સાબેટ કરી આપશ. છે તે પાપ નામુક્કર જવાનો તું મુજીમાં તાકાત?

**કાઉસ**—(ધુજીને) દયા, દયા!

**ખુશરો**—દયા! ઓ મુજી તુંને દયા શાંની ઘટે? તેં આ નાવારેસો પર કેટલી અને કેવી દયા બતાવી છે? (સીપાઇઓ બાંધેછે)

**કાઉસ**—ખચ્ચીત, અરે ખચ્ચીત, મને દયા ઘટતી નથી. ફીરોઝ હું તારો અપરાધી છું. બાનું પરીન હું તારો તકસીરવાર છું. કુલે જગતની દયાને હું લાયક થયોછું. મારા પાપો ઘણાંછે, ખુદા મને માફ કરો! (થોડો વાર ચુપ થાયછે.) પાકજાદ બાનું, મેં તારી હોરમત લુટવાને કરવામાં કાંઇ બાકી નથી રાખી, પણ મેં જેમ મારાં પાપથી જગતને શરમાવી છે, તેમ તેં તારા ભરથાર તરફની વફાદારી ને યકીનદારીથી જગતને ખરેખર શોભા આપીછે. આજવેર હું મારાં પાપો તરફ આંધલો હતો, પણ મારાં પાપની આખરી આવવે અચબુચ મારો આંખનો અંધકાર પરદો દુર થયોછે, અને મારાં પાપોની યાદથી હવે હું ધુજું છું. હું જીવવા નથી માંગતો ફીરોઝ, પરીન, મેહેરીન, ખુશરો, બાબક, મને

તમારી પાક માંફીનો સુખન સંભલાવી કાંઇક શાંતી સાથે તે કીરતારની પાક હઝુરમાં જવા દેવો.

**ફીરોઝ**—ઓ માહ ખુરા, તારાં પાપના ત્રાસથી તું ઉભોછે તે જમીન વટીક ગોયા ધુજેછે, પણ દયાનો આશીરવાદ ખુદાઇ છે, એટલે તે પાક ખુદાનાં અમો ખાકસારો દયાથી જુદાં નથી. જા, મારી તરફથી અને મારાં વ્હાલાંઓ તરફથી હું તને તારાં અમો તરફનાં પાપ માટે માફ કરૂંછું, અને તારે મરતે દહાડે ખુદા હવે તને માફ કરો!

**કાઉસ**—સુખી થાવો, સુખી થાવો! પાપીઓની અરજ જો તે માહ-નામી સાહેબ સાંભલતો હોય તો તમો નેકજાદીને માટે તેના પાસ માંગી લીધેલી મારી સેવટની દુવા એજ છે કે તમો સુખી થાવો!

(સીપાઇઓ કાઉસને ઘસડી લઇ જાયછે)

**બાબક**—યા ખુદા! ખરેખર રે ખરેખર તારા ભેદ ભરમો સમજવે કેવા બારીક અને ભારી છે.

**પરીન**—અરે હું સુખી છું કં દુ:ખી? હું જાગું છું કે ઉંઘાઉં છું?

**મેહેરીન**—બેહન પરીન ખુશી થા, આપણાં દુ:ખ વચ્ચે તે દાદગરે આપણી દાદ લીધીછે, ને પૈસાની રેલછેલ તથા પ્યારા ફીરોઝના પ્યાર વચ્ચે આપણ એક વાર પાછાં સુખી થઇ શકયાં છીએ.

**ખુરશેદ**—ખરી વાત છે. ફીરોઝના પાછા મલેલા પ્યારનાં સુખમાં આપણું આગલું દુ:ખ બેહસાબ બની ગયુંછે.

**ફીરોઝ**—હા મારાં અઝીઝો, તમારી અથાગ પાક મોહબતનાં નીરમલ નીરે મારાં જીગરમાંથી પાપનો સલો સદનતર ધોઇ કાડયો છે, અને હવે હું પોકારૂં છું–બાંગે બુલંદ પોકારૂં છું, કે જે પોકારમાં તમ વ્હાલાંઓ તેમજ આખો જગતને એક મતે અને એક ડડાવે આમેજ થવા દેવો કે જુગાર જુગાર તારૂં સત્યાનાશ થાવો! રાસ્તીનો રાહનુમાહ તે

એકલો માહનામી સાહેબ છે, તેની દરગેહ હેસાંનનું સર ઝોકાવી હું કસમ લઉંછું કે જુગારનાં પાપમાં મારો હાથ બોલી ફરી કદી હું તે અપવીત્ર કરશ નહીં. કસમ તમ વ્હાલાંઓના કસમ તે કીરતારની કુલ પવીત્ર પેદાયશોનાં અને છેલ્લે કસમ તે ખુદ સાહેબનાં પોતાનાં પવીત્ર નામના, કે જુગારથી હું તોબાહ બોલુંછું, અને જુગાર હું ફરી રમનાર નથી. મારાં અઝીઝો આપણા એ દુઃખરૂપી નાટકનો હયાં છેડો આવેછે, તો સૌ હસી ખુશીથી ગાવો કે—

(સંઘા ગાયછે)

"જો તું ખ્વારી ચાહે સારી"—એ રાહ.

**સઘલાં**—જેવું કરશે તેવું ભરશે એવો છે ખુદરતનો ખેલ,
જેવું માંગશે તેવું પામશે એવો છે જગતનો મેલ.
માગે આરૂં થાય ન સારૂં—જો હોય પાપમાં છકેલ,
લાગે જેવું વાગે તેવું—પામે જે પોતાની પેહલ.—જેવું.
કર ને જો હયાં—ન હોય પછી તો ત્યાં,
અહીં તહીં કયાં—મલી સજા જયાં,
તો ખાતરે ખુદા—ન કર તું ખતા,
થઇ બેગુમાં જેહાંનમાં, ઓ જાહેલ!—જેવું.

---

સમાપ્ત.

# આગળથી ગ્રાહક થનારાં ગ્રહસ્થોના નામની યાદી.

| | નકલો. |
|---|---|
| મહારાણા રાવલ શ્રી સર તખ્તશીંગજી જશવતશીંગજી જી. સી. એસ. આઇ. (ભાવનગર) | ૫૦ |
| જુનાગઢના નવાબ સાહેબ. | ૨૦ |
| રાવલ હરીશીંગજી રૂપશીંગજી (ભાવનગર) | ૨૦ |
| મહારાણા શ્રી જશવતશીંગજી ફતેહશીંગજી (લીમડી) | ૧૦ |
| સર દીનશાહજી માંણેકજી પીટીટ | ૧૦ |
| શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટ. | ૫ |
| ,, ડોશાભાઇ ખરશેદજી વાછા | ૫ |
| ,, ડોશાભાઇ બરજોરજી મીસતરી | ૫ |
| ,, ફરામજી દાદાભાઇ અપુ | ૫ |
| ,, ફીરોજશાહ કાવશજી દાજી | ૫ |
| મહારાજા શ્રી ગજરાજગર ઇશ્વરગર | ૩ |
| શેઠ ફરામજી નશરવાંનજી પટેલ | ૩ |
| ,, ફરામજી શોરાબજી ભરૂચા | ૩ |
| ,, બરજોરજી અરદેશર એંટી (ભાવનગર). | ૩ |
| ,, બહમનજી ખરસેદજી પંથકી | ૩ |
| ,, મેહેરવાંનજી અરદેશર ચીનાઇ. | ૩ |
| ડાકટર હોરમજશાહ બેહેરામજી (ભાવનગર). | ૩ |
| મહારાણા કુમાર શ્રી બળદેવશીંગજી (ધરમપોર) | ૨ |
| શેઠ અરદેશર રશતમજી દીવેચા | ૨ |
| ,, એદલજી રશતમજી રીપોરટર | ૨ |
| ,, કેઆની ફરામરોજ મેજર | ૨ |
| ,, દીનશાહજી એદલજી વાછા | ૨ |
| ,, દીનશાહજી પેશતનજી બાથા | ૨ |
| ,, નવરોજી કાવશજી દાજી | ૨ |
| ,, ફરદુનજી મનચેરજી દસતુર (ભાવનગર). | ૨ |
| ,, બાપુજી પેશતનજી મડ | ૨ |
| ડાકટર હોરમશજી નશરવાંનજી સીરવઇ | ૨ |

| | નકલો. |
|---|---|
| શેઠ અરદેશર ખરશેદજી વાડીઆ .. ... ... ... | ૧ |
| ,, અરદેશર ફરામજી ઉનવાલા ... ... ... ... | ૧ |
| ,, અરદેશર ફરામજી બાપુરજી (ધારવાર) .. ... ... | ૧ |
| ,, અરદેશર હીરજીભાઇ મીશતરી ... ... ... | ૧ |
| ,, એદલજી નશરવાંનજી દુબાશ .. ... ... ... | ૧ |
| ખાનસાહેબ આદરજી જમશેદજી શરાફ ... ... ... | ૧ |
| શેઠ કુવરજી કાવસજી દુબાસ ... ... ... ... | ૧ |
| ,, કેકોબાદ ધનજીભાઇ ઇજનેર .. ... ... ... | ૧ |
| ,, કેખશરૂ રૂશતમજી વાછા (ભાવનગર) ... ... ... | ૧ |
| ,, ખરસેદજી નશરવાંનજી. સીરવઇ ... ... ... | ૧ |
| ,, ખોદાબક્ષ નશરવાંનજી ... ... ... ... | ૧ |
| ,, જમશેદજી અરદેશર દેશાઇ ... ... ... ... | ૧ |
| ,, જમશેદજી નવરોજી ઉનવાલા (ભાવનગર) ... ... | ૧ |
| ,, જમશેદજી માંણેકજી ગાયના... ... ... ... | ૧ |
| ,, જમશેદજી મેરવાંનજી દારૂખાનાવાલા (સોલાપોર). ... | ૧ |
| ,, જાહાંગીરજી એદલજી તીજોરીવાલા ... ... ... | ૧ |
| ,, જાહાંગીરજી ખરશેદજી પેદીગરા ... ... ... | ૧ |
| ,, જાહાંગીરજી રૂશતમજી પારખ.. ... ... ... | ૧ |
| ,, જીજીભાઇ ઉકરજી ઉમરીગર... ... ... ... | ૧ |
| ,, ટેમુલજી બહમનજી શેઠના ... ... ... ... | ૧ |
| ,, દાદી એદલજી તારાપોરવાલા... ... ... ... | ૧ |
| ,, દીનશાહજી કાવશજી પોચખાનાંવાલા ... ... ... | ૧ |
| ,, દીનશાહજી બહમનજી વકીલ (ભાવનગર) ... ... | ૧ |
| ,, દોરાબજી દીનશાહજી આડીઆં ... ... ... | ૧ |
| ,, દોરાબજી નવરોજી બીલીમોરીઆ ... ... ... | ૧ |
| ,, ધનજીશાહ નશરવાંનજી ખંભાતા ... ... ... | ૧ |
| ,, ધનજીશાહ મનચેરજી કાપડીઆ ... ... ... | ૧ |
| ,, નરશીદાશ કશનદાશ (ભરૂચ) .. ... ... ... | ૧ |
| ,, નવરોજી બરજોરજી આશબરનર ... ... ... | ૧ |
| ,, નશરવાનજી કેકાશજી. ... ... ... ... | ૧ |
| ,, નશરવાનજી શેહેરીઆરજી જીનવાલા (ભરૂચ)... ... | ૧ |
| ,, નાનાભાઇ બરજોરજી બાતલીવાલા ... ... ... | ૧ |

| | નકલો. |
|---|---|
| શેઠ પરમાનદાસ જીવણદાસ (ગોગા) ... ... ... | ૧ |
| ,, પાલનજી હોરમશજી કાટગરા ... ... ... ... | ૧ |
| ,, પીરોશાહ મેહેરવાનજી ડીકના... ... ... ... | ૧ |
| ,, પોચાજી શાપુરજી પોચાજી ... ... ... ... | ૧ |
| ,, પેશતનજી માહાલક્ષમીવાલા (ભાવનગર).. ... ... | ૧ |
| ,, પેશતનજી દોરાબજી સંજાના .. ... ... ... | ૧ |
| ,, પેશતનજી બેજનજી સરકારી .. ... .. ... | ૧ |
| ,, પેશતનજી રતનજી વખારીઆ. ... ... ... | ૧ |
| ,, ફરામજી ખારશેદજી થાનેવાલા .. ... ... ... | ૧ |
| ,, ફરામજી ડોશાભાઇ (જીનજુવાડા) ... ... ... | ૧ |
| ,, ફરામરોજ શાપુરજી .. ... ... ... ... | ૧ |
| ,, બરજોરજી મનચેરજી ઉનવાલા ... ... ... | ૧ |
| ,, બહમનજી નવરોજી પેઆચ... ... ... ... | ૧ |
| ,, બહમનજી રતનજી મોદી ... ... ... ... | ૧ |
| ,, બહમનશાહ શોરાબજી (ભરૂચ) ... .. ... | ૧ |
| ,, બાલુભાઇ મગનલાલ શેઠ (અમદાવાદ).. ... ... | ૧ |
| ,, બેજનજી શોરાબજી વકીલ ... ... ... ... | ૧ |
| ,, બેજનજી હોરમશજી દલાલ ... ... ... ... | ૧ |
| ,, ભીખાજી અરદેશર ચોનાઇ... ... ... ... | ૧ |
| ,, મંચેરજી કાવશજી મરઝબાન... ... ... ... | ૧ |
| ,, મંચેરજી ફરામજી પટેલ ... ... ... ... | ૧ |
| ,, માણેકજી બરજોરજી વાછા (મધરાશ)... ... ... | ૧ |
| ,, માંણેકજી મેહેરવાંનજી પાઘડીવાલા ... ... ... | ૧ |
| ,, માંણેકજી હોરમશજી વજીફદાર.. ... ... ... | ૧ |
| ,, મેહેરવાંનજી મંચેરજી બનાજી.. ... ... ... | ૧ |
| ,, મેહેરવાંનજી મંચેરજી પટેલ ... ... ... ... | ૧ |
| ,, મેહેરવાંનજી પેશતનજી સુરતી .. ... ... ... | ૧ |
| ,, મેહેરજીભાઇ રશતમજી ખરાશ. ... ... ... | ૧ |
| ,, રતનજી ભીખાજી મુશ ... ... ... ... | ૧ |
| ,, રતનજી શાપુરજી બાધુરજી ... ... ... ... | ૧ |
| ,, રતનશાહ બહમનજી શરાફ ... ... ... ... | ૧ |
| ,, રતનશાહ રશતમજી ઉમરીગર. ... ... ... | ૧ |

| | નકલો. |
|---|---|
| શેઠ રશતમજી ફરદુનજી (ભરૂચ)... ... ... ... | ૧ |
| ,, રશતમજી માણેકજી હીરામાણેક ... ... ... | ૧ |
| ,, રશતમજી હોરમશજી દલાલ ... ... ... ... | ૧ |
| ,, રશતમજી હોરમશજી મોઢવાલા ... ... ... | ૧ |
| ,, રામજી મનજી વડેરા (કરાંચી). ... ... ... | ૧ |
| ,, રૂશતમજી એદલજી મીશતરી... ... ... ... | ૧ |
| ,, લખમીદાસ ખીમજી.. ... ... ... ... | ૧ |
| ,, શાપુરજી પેશતનજી ... ... ... ... ... | ૧ |
| ,, શાપુરજી રતનજી શેઠના ... ... ... ... | ૧ |
| ,, શામલજી નાનજી ગોરીઆ (જેતપોર) .. ... ... | ૧ |
| ,, શોરાબજી ખરસેદજી ઘોડી ... ... ... ... | ૧ |
| ,, શોરાબજી ખરસેદજી શેઠના (ભરૂચ) ... ... ... | ૧ |
| ,, શોરાબજી ડોશાભાઇ ફરામરોજ ... ... ... | ૧ |
| ,, શોરાબજી નવરોજી કુપર ... ... ... ... | ૧ |
| ,, શોરાબજી રશતમજી વાછા (રાયચોર) ... ... ... | ૧ |
| ,, શોરાબજી રશતમજી હકીમ ... ... ... ... | ૧ |
| ,, હોરમશજી કાવશજી શીગણપોરીઆ (સુરત) ... ... | ૧ |
| ,, હોરમશજી નવરોજી માંણેક... ... ... ... | ૧ |
| ,, હોરમશજી દાદાભાઇ પંથકી... ... ... ... | ૧ |
| ,, હોરમશજી શેરીઆરજી ભરૂચા. ... ... ... | ૧ |